શ્રી વિજયકમલ કેશરગ્રંથમાલા-હેવ. ૫૫- ૨-૧૯-૨૦

શ્રી

# રેખાદર્શન-હસ્તસંજીવન

ભાગ ૧-૨-૩



લેખક

શ્રીમદ્ મહોપાધ્યાય શ્રી દેવવિજયજીગણિ

કી. ૧-૪-૦

શ્રી વિજય કમળ કેશર ગ્રંથમાળા

દેવપુષ્પ ૨-૧૯-૨૦

# રેખા દર્શન.

## હસ્ત સંજીવનમ્

ભાગ ૧-૨-૩ જો.

લેખક :

મહોપાધ્યાય મહારાજશ્રી દેવવિજયજી ગણી.

: પ્રકાશક :

વિજય કમલ કેસર ગ્રંથમાળા તરફથી

શા. વાડીલાલ પરશોતમદાસ.

રાણપુર ( કાઠિયાવાડ )

સંવત ૧૯૮૭ વીર સં. ૨૪૫૭ પ્રત ૧૨૫૦

પ્રથમાદ્વિતિયાવૃત્તિ.

મુલ્ય રૂ. ૧-૪-૦ પોસ્ટેજ અલગ

## ખાસ ઉપયોગી વસ્તુ પાછળથી દાખલ કરેલ છે.

જેવી કે—ગરોળી પતન વિચાર, ગરોળી શરીરના કયા અંગ ઉપર પડે તો સારી અને ખરાબ તેનું શું ફળ મળે. તિથિ, વાર, નક્ષત્ર, લગ્ન અને પહોર આશ્રી શું ફળો મળે તેનો સવિસ્તાર ખુલાસો કરેલ છે. વળી કાગડાના સ્પર્શથી તથા ઘુવડ તથા કાગડાના શબ્દ તથા શુકનથી થતા લાભાલાભ સંબંધી હકીકત પણ આમાં દાખલ કરેલ છે. ઘણી જ ઉપયોગી આ ચીજ છે.

ભાષાંતર કર્તા



ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસમાં પટેલ મૂળચંદભાઈ ત્રીકમલાલે

છાપી. ઠે. પાનકોરનાકા – અમદાવાદ.



श्रीमद् महोपाध्यायजीमहाराज श्रीदेवविजयजीगणि.

देवभक्तिमाला, देवविनोद, प्र. पुष्पमाला, रेखादर्शन भा. १-२-३ वि. कर्ता.

जन्म सं. १९३६ दीक्षा १९५६ पंन्यासपद १९७४ महोपाध्यायपद १९८२.

# રેખાદર્શન તથા હસ્ત સંજીવન.

# પ્રસ્તાવના.

આપણા પૂર્વાચાર્યોએ દરેક વિષય ઉપર ઘણાં અમૂલ્ય પુસ્તકો લખ્યા છે, તેઓએ પારમાર્થિક શ્રેય લક્ષમાં રાખી વ્યવહારમાં પણ ઉપયોગી થાય તેવા અનેક ગ્રંથો યોજ્યાં છે, તેમાંથી અહીં રેખાદર્શન ભાગ ૧ લો તથા બીજો તથા હસ્તસંજીવન આ ત્રણ ગ્રંથો આપવામાં આવ્યા છે.

શરીરના વિવિધ અંગો ઉપરથી મનુષ્યના ગુણદોષનો ખ્યાલ આવે છે, **आकृति गुणान् कथयति**, મનુષ્યની આકૃતિ તેના ગુણોને જણાવે છે, એમ કહેવાય છે કે મનુષ્યનું મુખ તેના હૃદયના ભાવ જણાવે છે, તેવીજ રીતે મનુષ્યના હાથપગની રેખાઓ ઉપરથી તેના ભવિષ્યનું સૂચન થાય છે, ભાવિજ્ઞાન જાણવા માટે આપણા પ્રાચીન આચાર્યોએ અનેક ગ્રંથો લખેલા છે, યુરોપીઅનો પણ હસ્તરેખાના વિષયમાં રસ લે છે, અને તે સંબંધી તેમણે કેટલાક ગ્રંથો લખેલા છે. હસ્તરેખા સંબંધમાં વિવિધ લેખકો કેટલીક રેખાઓને જુદાં જુદાં નામથી વર્ણવે છે. પરિણામે એ બધું એકજ છે, પણ ફેરમાત્ર રેખાઓની કલ્પનામાં છે, કોઈ વંશ કે ગોત્ર રેખાને આયુરેખા તરીકે ગણે છે અને આયુરેખાને હૃદય (હાર્ટ) રેખા કહે છે, ભાઇ બ્હેનની રેખાને સંતતિ રેખા તરીકે ગણે છે.

રેખાદર્શન પ્રથમ વિભાગમાં તથા બીજા વિભાગમાં ઘણી બાબતો સામાન્ય છે, પણ તેમના રચનારાઓ જુદા હોવાથી બીજા વિભાગમાં ઘણી નવીન બાબતો પણ આવેલી છે.

આ પુસ્તકમાં મુખ્ય વિષય સ્ત્રીપુરૂષના બધાં અંગોનાં લક્ષણો, રેખાઓ, તલો, મસાઓ, તથા તેથી થતા લાભહાનિ, સુખદુઃખ વિગેરે બતાવેલાં છે.

રેખાદર્શન પ્રથમ ભાગના બે વિભાગ છે, એકમાં પુરૂષને લગતાં શરીરનાં લક્ષણો તથા તેનાં ફળ જણાવવામાં આવ્યા છે, અને બીજા વિભાગમાં સ્ત્રીને લગતાં શરીરનાં લક્ષણો તથા તેનાં ફળ જણાવવામાં આવ્યા છે.

રેખાદર્શન બીજા ભાગમાં બે ઉલ્લાસ છે, પ્રથમ ઉલ્લાસમાં પુરૂષને લગતાં શારીરિક લક્ષણો અને તેનાં ફળ નિવેદન કરવા ઉપરાંત સ્ત્રીપુરૂષને સાધારણ લાગુ પડે તેવા આઠ બીજા વિષયો, ચાલુ બાબતને લગતાં, દાખલ કરવામાં આવ્યા છે.

૧. લલાટ જોઇને સુખદુઃખ, લાભહાનિ તથા પદવી વગેરે ફળનું કથન.

૨. આયુ રેખા પરથી આયુ સંબંધી જ્ઞાન.

૩. લલાટની રેખા પરથી આયુનો નિર્ણય.

૪. આયુ રેખામાં પડેલ ચિન્હો પરથી મરણ કેવી રીતે થાય તેનું જ્ઞાન.

૫. લલાટના ચિન્હો ઉપરથી સુખદુઃખ, લાભહાનિ, અને કોનાથી મરણ થાય તેનું જ્ઞાન.

૬. તલ મસાદિ ચિન્હો ઉપરથી સુખદુઃખ, વિધવા, સધવા, રાજપત્ની, પુત્રપૌત્રાદિ, સંતતિ વિગેરે ફળનું કથન.

૭. છીંક કયી દિશાની સારી અને કયી દિશાની ખોટી, પોતાની છીંક કેવી ગણાય વિગેરે ફળનું કથન.

૮. કયું અંગ ફરકવાથી શું લાભહાનિ થાય તેનું નિવેદન.

બીજા ઉલ્લાસમાં સ્ત્રીઓ સંબંધી શરીરનાં લક્ષણો સ્પષ્ટ રીતે બતાવેલ છે. પહેલા તથા બીજા ભાગના લેખકો જુદા હોવાથી બીજા ભાગમાં કેટલીક બાબતો વધારે સ્પષ્ટ રૂપમાં સમજાય છે, કયાં લક્ષણો

વાલી સ્ત્રી વિધવા બને, તે જુદા જુદા સ્થળે જણાવવામાં આવેલ છે, પણ એકજ સ્થળે વિધવા પ્રકરણમાં તે બધાં લક્ષણો આપવામાં આવેલા છે કે જેથી વાચકને તરતજ ખ્યાલ આવે.

આ પુસ્તકમાં ત્રીજો ગ્રંથ ' હસ્તસંજીવન ' નામનો છે, તેના લેખક શ્રી જૈન સાહિત્યના સારા જાણકાર કવિચક્રમુડામણિ શ્રીમાન્ મહામહોપાધ્યાય શ્રી મેઘ વિજયજી ગણી હતા, તે સમ્રાટ અકબર બાદશાહના પ્રતિ બોધક, તપાગચ્છ ગગન મંડળ નભોમણિ સમાન, શ્રી જગદ્ગુરૂ બીરૂદ ધારક શ્રીમાન્ હીરવિજયસૂરીશ્વરની પાંચમી પાટ પરંપરાએ આવેલા શ્રી જૈન શાસન રસિક શ્રી કૃપાવિજયજી મહારાજના શિષ્ય હતા, તેઓશ્રીએ વિજયપ્રભસૂરીશ્વરજી પાસે મહા મહોપાધ્યાયની પદવી લીધી હતી, તેમણે ભૂતભાવિસૂચક હસ્ત રેખા જોવા માટે આ હસ્તસંજીવન નામનો ગ્રંથ રચીને જનતા ઉપર મહદ્ ઉપકાર કર્યો છે. તેમણે સંસ્કૃત ભાષામાં અનેક કઠિન વિષયો ઉપર ગ્રંથો રચ્યા છે, તેમાનાં કેટલાક નામો આ પ્રમાણે છે ૧. દેવાનંદાભ્યુદય મહાકાવ્યર. શાંતિનાથ ચરિત્ર મહાકાવ્ય, ૩. દિગ્વિજય મહાકાવ્ય ૪. મેઘદૂતસમસ્યા ૫. ચંદ્રપ્રભવ્યા કરણ. ૬. યુક્તિ પ્રબોધનાટક ૭. માતૃકાપ્રસાદ ૮. વિજયદેવ માહત્મ્યકાવ્ય. ૯. સપ્તસંધાનમહાકાવ્ય. ૧૦. બ્રહ્મબોધ. ૧૧. વર્ષપ્રબોધ ૧૨. લઘુત્રિષષ્ટી શલાકા પુરૂષ ચરિત્ર વિગેરે.

આ હસ્તસંજીવન ગ્રંથમાં ત્રણ અધિકાર બતાવેલ છે, જેમનાં નામ દર્શનાધિકાર, સ્પર્શનાધિકાર અને રેખા વિમર્શનાધિકાર, પ્રથમદર્શનાધિકારમાં અષ્ટાંગનિમિત્તનુંટુંકસ્વરૂપ, હસ્તનું માહાત્મ્ય, હસ્તનાંનામો, હસ્તદર્શનનુંફળ, હસ્તમાંપંચતીર્થ, પંચપરમેષ્ઠી, ચોવીશ તીર્થંકરો, શાશ્વત ચારજીનવિગેરેનું સ્થાપન. હાથ જોવાનો વિધિ, હાથ જોનાર ગુરૂનું સ્વરૂપ વિગેરે આપવામા આવ્યું છે.

બીજા સ્પર્શના ધિકારમાં હસ્તદર્શનનું સ્વરૂપ, હસ્ત સ્પર્શ કરવાની વિધિ, હાથમાં લખાવાનો સર્વતો ભદ્રયંત્ર, તે અંગે ગણવાનો મંત્ર, તે પછી કુમારિકા પાસે હાર્થનો સ્પર્શ, અને તેથી લાભાલાભ, સુખ દુઃખ. જીવિત મરણ શુભાશુભ વિગેરેનું વર્ણન, તેમજ પુત્ર કે પુત્રીનો જન્મ થશે વિગેરેનું સ્વરૂપ કહેવામાં આવ્યું છે.

ત્રીજા રેખાવિમર્શન અધિકારમાં હસ્ત રેખાનું સ્વરૂપ, આયુરેખા, પિતૃ રેખા, માતૃરેખા, ઉર્ધ્વરેખા, દીક્ષારેખા, સંતતિરેખા, ધર્મરેખા ભાગ્યરેખા–જશ રેખા, ગતિનીર્ણયરેખા, વિદ્યારેખા, મણિબંધ-જવમાળા રેખાનું સ્વરૂપ આપવામાં આવ્યું છે.

વળી પુરૂષના બત્રીશ લક્ષણોનું સવિસ્તર વર્ણન કરવામાં આવ્યું છે, તદુપરાંત પુરૂષના ડાબા હાથથી પત્નીનું સ્વરૂપ અને સ્ત્રીના જમણા હાથથી પતિનું સ્વરૂપ વિગેરે અનેક બાબતો આપવામાં આવેલી છે.

એકનિ એક વાત ફરિથી કહેવામાં આવેલિ આ પુસ્તક જણાય તો તેનું કારણ એ છે કે તેમાં બીજા લેખકોની સાક્ષી આપવામાં આવેલી છે.

શ્રી મોહનલાલજી જૈન ગ્રંથમાળા તરફથી બ્હાર પડેલ હસ્ત-સંજીવન ગ્રંથ ઉપરથી આ ભાષાંતર કરવામાં આવ્યું છે, તે પુસ્તકમાં પણ ભાષાંતર છે, પણ તે ટુંકુ છે, ત્યારે આ તદ્દન જુદું અને સવિસ્તર છે.

આ વિદ્યા તરફ જરા વધારે લક્ષ-લાગણી હોવાથી સ્વપરના હિત ખાતર આ પ્રયાસ કરવામાં આવ્યો છે.

છદ્મસ્થપણાને અંગે કાંઇ પણ ભૂલ થવા પામી હોય તો વિદ્વાનો સંશોધન કરી મને જણાવશે તો બીજી આવૃત્તિમાં યોગ્ય સુધારો કરવામાં આવશે, અહીં જે કહેવામાં આવ્યું છે, તે પૂર્વાચાર્યોના કથનના અનુસારે કહેલ છે, આમાં મારૂં કાંઇ પણ નથી.

અત્રે એક બાબત ઉપર વાચકવર્ગનું ખાસ લક્ષ ખેંચવાનું ઉચિત ધારૂં છું, સ્ત્રીપુરૂષો માટે જે જે લક્ષણો સારાં કે ખોટાં આ પુસ્તકમાં જણાવવામાં આવેલાં છે, તે ઉપરથી કોઇએ કોઇ પણ બાબતનો એકદમ નિશ્ચય કરી દેવો નહિ કારણ કે સારાં લક્ષણો સાથે કાકપદ જેવું એક ખરાબ ચિન્હ પડયું હોય તો તે બધાં સારાં લક્ષણોને દૂષિત કરે છે, તેમજ કોઇ ખરાબ લક્ષણ પડયું હોય અને ઉર્ધ્વરેખા, મણિબંધ જવમાળા રૂપ ઉત્તમ લક્ષણ પડયું હોય તો તે ખરાબ લક્ષણને ઢાંકી દઇ પોતાનો વિશેષ પ્રભાવ દાખવે છે, માટે બધાં લક્ષણો બરાબર ખ્યાલમાં રાખી ફળનો નિશ્ચય કરવો. સાર એ છે કે પુન્યનો સંચય કરવો, પુન્યથી બધું અનુકૂળ થઇ જાય છે, પુન્યથી રેખાઓ સારી પડે છે, તેમજ સુધરી પણ જાય છે.

રેખાદર્શનના પ્રથમ ભાગની પ્રથમ આવૃત્તિ રાણપુરનિવાસી સુશ્રાવક શેઠ વાડીલાલભાઇ પૂરૂષોતમદાસ તરફથી તેમના સદ્ગત ધર્મપત્ની સુશ્રાવિકા રત્નકસ્તુર બેનના સ્મરણાર્થે બહાર પાડવામાં આવી હતી. તેમજ આ બીજો ભાગ તથા ત્રીજો ભાગ પણ શ્રાવિકારત્ન કસ્તુર બહેનના સ્મરણનીમીતે સુશ્રાવક શેઠ વાડીલાલભાઇ પુરૂષોતમદાસ તરફથી બહાર પાડવામાં આવ્યો છે.

વાચક આ પુસ્તકનો સ્વપરના લાભાર્થે સદુપયોગ કરે એ જ અંતિમ પ્રાર્થના સહ વિરમું છું.

દહેગામ ૧૯૮૬ના અસાડ સુદ ૧૦

લી. દેવવિજય

# શ્રી વિજય કમલ કેશર ગ્રંથમાળાના

# સર્વ માન્ય પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧. | યોગશાસ્ત્ર આ. ૪ રેશમી પાકું. | રૂ. ૨—૦—૦ |
| ૨. | મલવસુંદરી ચરિત્ર આ. ૪ રેશમી પાકું પુંઠુ | ,, ૧—૪—૦ |
| ૩. | શાંતિનો માર્ગ આ. ૩ પાકું પુંઠુ | ,, ૦—૮—૦ |
| ૪. | મહાવીર તત્વ પ્રકાશ સંસ્કૃત ગદ્યપદ્ય | ,, ૨—૦—૦ |
| ૫. | મહાવીર તત્વ પ્રકાશ ભાષાંતર | ,, ૦—૮—૦ |
| ૬. | મહાવીર તત્વ પ્રકાશ આત્મવિશુદ્ધિ અને નિતિવિચાર રત્નમાળા ત્રણે સાથે ભાષાંતર | ,, ૧—૦—૦ |
| ૭. | આત્માનો વિકારક્રમ અને મહામોહ પરાજય | ,, ૧—૦—૦ |
| ૮. | પ્રભુના પંથે જ્ઞાનનો પ્રકાશ | ,, ૦—૫—૦ |
| ૯. | આત્મજ્ઞાન પ્રવેશિકા | ,, ૦—૩—૦ |
| ૧૦. | ધર્મોપદેશ તત્વજ્ઞાન | ,, ૦—૧—૦ |
| ૧૧. | દેવભક્તિમાળા | ,, ૧—૦=૦ |
| ૧૨. | દેવવિનોદ | ,, ૧—૦—૦ |

## પુસ્તક મળવાનું ઠેકાણું.

**શા. કેશવલાલ ગુલાબચંદ**
**તલાટી ભીખાભાઇ મગનલાલ** } દહેગામ પ્રાંતીજ લેન

**શા. સદુભાઇ તલકચંદ** મુ. અમદાવાદ રતનપોળમાં વાઘણ પોળ

**શા. પ્રેમચંદ માધવજી** મુ. વઢવાણ કાંપ જૈન દેરાસર સામે.

आयुष्य, धर्म, जश, धन, विद्या, संतति, दीक्षा, समाधि
मृत्यु, भाग्योदय, साम्राज्य, चक्रवर्ती, तीर्थंकरपदवी विगेरे
बत्रीस लक्षणने बतावनार सामान्य हाथ.

ॐ अर्हं नमः ૧૫૭૭૭

श्रीमद् विजयकमलसूरीश्वरगुरुभ्यो नमः

# રેખા દર્શન.

श्री वर्धमानं किल वधमान
जिनं प्रणिपत्य गुरुं सरस्वतीं
रेखादि चिन्हं किल भाविबोधकं
किंचिद् ब्रुवे स्वान्य कृतेऽन्यग्रंथतः ॥ १ ॥

અર્થ:—જ્ઞાન દર્શન ચારિત્રરૂપ અંતરંગ લક્ષ્મીથી દિન પ્રત્યે વૃદ્ધિ પામતા, એવા શ્રીમાન્ વર્ધમાન પ્રભુ મહાવીર દેવને, તેમજ વાણી સ્વરૂપ સરસ્વતી દેવી તથા શ્રીમાન્ વિજય કમલસૂરીશ્વર ગુરૂ મહારાજને નમન કરીને, ભાવી સ્વરૂપને જણાવનાર હસ્તાદિગત-હાથમાં રહેલ રેખાદિ ચિન્હોનું સ્વરૂપ, પૂર્વના મહાન્ આચાર્યો અનેક ગ્રંથોમાં વિસ્તારપૂર્વક જણાવી ગયેલા છે, તેને અનુસારે અનેક ગ્રંથોમાંથી સાર લઇને સ્વપરના ઉપકાર ખાતર કાંઇક અત્રે જણાવું છું. ॥ ૧ ॥

पूर्वं भवान्तरजनितं शुभमशुभमिहापि लक्ष्यते येन,
पुरुषस्त्रीणां सद्भिः, निगद्यते लक्षणं तदिह ॥ २ ॥

અર્થ:—પુરૂષો તથા સ્ત્રીઓએ પૂર્વ ભવને વિષે ઉપાર્જન

કરેલ સુકૃત્ત–પુણ્ય, કે દુષ્કૃત્ત–પાપ, મહાન્ પુરૂષો જેના વડે અહીં પણ જાણી શકે છે, તેજ લક્ષણશાસ્ત્ર અત્રે કહેવામાં આવે છે. ॥ ૨ ॥

## પ્રથમ જોવા યોગ્ય.

पूर्वमायुः परीक्षेत, पश्चाल्लक्षणमादिशेत्
क्षाणायुषां नरस्त्रीणां, लक्षणैः किं प्रयोजनं ॥३॥

અર્થઃ—પુરૂષો તથા સ્ત્રીઓનાં રેખાદિ લક્ષણો જોવાની પૂર્વે પ્રથમ આયુષ્ય જોવું. જો આયુષ્ય અલ્પ હોય તો પછી તે લક્ષણો જોવાથી શો લાભ? આયુઃ રેખા બરોબર સંપૂર્ણ, છેદાદિ વગરની હોય, આયુઃ લાંબુ હોય, તો પછી બીજા લક્ષણો જોવાં, આમાં પણ પ્રથમ શરીરનું પ્રમાણ જોવું, પછી બીજા શરીરના લક્ષણો જોવા, શરીરનું પ્રમાણ નીચે મુજબ જાણવું.

अधमो नवतिः प्रोक्तो, मध्यमस्तु शतांगुलः
अष्टोत्तर शतंयस्तु, सोत्तम परिकीर्तितः ॥ ४ ॥

અર્થઃ—જે માણસનું શરીર પોતાના અંગુલથી ભરતાં ૯૦) નેવું અંગુલ પ્રમાણે થાય તે માણસ જઘન્ય કોટીનો જાણવો. જેનું શરીર ૧૦૦) સો અંગુલ પ્રમાણે હોય તે મધ્યમ કોટીનો માણસ જાણવો, અને ઉત્તમ ભાગ્યશાલી માણસનું શરીર પોતાના અંગુલથી ૧૦૮) એકસોને આઠ અંગુલ પ્રમાણે હોય છે. તીર્થંકર પ્રભુનું શરીર ૧૨૦) એકસોને વીશ

અંગુલ પ્રમાણે હોય છે. બાર અંગુલની ઉષ્ણીકા-મસ્તકની વચમાં ઉંચાણુ ભાગ હોય છે. ॥ ૪ ॥

શરીર પ્રમાણ જોયા પછી શરીરના બીજા લક્ષણો જોવાં. આ લક્ષણો જોવાનો ક્રમ આ ગ્રંથમાં પગના તળીયાંથી માંડી ઠેઠ મસ્તક સુધિ રાખેલ છે. આ ગ્રંથમાં બે ઉલ્લાસ રાખેલ છે પ્રથમ ઉલ્લાસમાં પુરૂષનાં લક્ષણો, તથા ભેદો જણાવેલ છે. બીજા ઉલ્લાસમાં સ્ત્રીઓનાં લક્ષણો તથા ભેદો જણાવેલ છે. આ લક્ષણો જોવામાં પુરૂષોએ મુખ્યત્વે કરીને પોતાનો જમણો હાથ જોવો, અને સ્ત્રીઓએ ડાબો હાથ જોવો. ગૌણપણે બીજો હાથ પણ જોવાય છે.

---

# પુરૂષ લક્ષણ.

---

## પગ તલીઆ.

૧ જે માણસના પગના તલીઆ પરસેવા વગરના ગરમ, લાલ, કમળની કાન્તિ જેવા, માંસથી ભરપૂર, બારીક સ્નિગ્ધ-ચીકાશદાર અને સરખા હોય તે માણસ રાજ્ય સંપદા મેળવે છે.

૨ પગે ચાલવાવાળાનું પગ તળીયું કોમળ હોય, અને તેમાં પ્રગટ ઉર્ધ્વ-ઉંચી રેખા હોય તોતે માણસ પૃથ્વીપતિ થાય.

૩ જેના પગના તલીયા ખરાબ હોય તો તે માણુસ કુળ નાશક થાય. પાકેલી માટી જેવા હોય તો તે બ્રહ્મ-હત્યા કરનાર થાય. લીલા હોય તો અગમ્ય સ્રી–હલકી જાતની સ્ત્રી સાથે ગમન કરનાર થાય અને કાળા હોય તો મદિરા પાન કરનાર થાય. ધોળા હોય તો અભક્ષ માંસાદિ ભક્ષણ કરનાર થાય, એડી નાની હોય તો દરિદ્રી થાય, રેખા વગરના, કઠીણ, લૂખા, ફાટેલા પગ તળીયા હોય તો તે દુઃખી થાય છે.

૪ પગનું તળીયું વચમાં ખાલી હોય તો તે સ્રીના કાર્યથી મરણ પામે, માંસ વગરનું હોય તો રોગી થાય, ખડ-બચડું હોય તો વાહન વગરનો થાય.

૫ ભાગ્યવાન પુરૂષના પગ તળીયામાં શંખ, ચક્ર, અંકૂશ, છત્ર, વજ્ર, ચંદ્ર અને ધ્વજના ચિન્હવાળી સંપૂર્ણ, અને ગંભીર, પ્રગટ રેખા હોય છે.

૬ દરિદ્રી માણસના પગમાં ગાય, ભેંસ, શિયાળ, ઉંદર, કાગ, તથા કંક પક્ષીના જેવી આકારવાળી રેખા હોય છે.

## અંગુષ્ઠ.

૭ જે માણસનો અંગુઠો ગોળ, સર્પના ફણાની માફક આકૃતિવાળો ઉંચો, માંસથી ભરપૂર હોય તો તે ઉત્તમ ગણાય છે, પરંતુ નસ દેખાતી હોય, નાનો

ચપટો ચક્ર વગરનો હોય, લંબા પહોળો ન હોય તો ખરાબ જાણવો.

## આંગળીઓ.

૮ જે માણુસના પગની આંગળીઓ બારીક, ગોળ, મજબુત, કોમળ અને કમળના જેવી સરળ અને ચીકણી હોય તો તે હાથીનો પતિ રાજા થાય છે.

જેના પગની આંગળીઓ છૂટી છૂટી, ચપટી, સૂકી નાની, વાંકી, ખરાબ આકારવાળી, નસ નીકળેલી હોય તો તે માણુસ દાસ બને છે.

૧૦ જેના પગની પ્રદેશની—અંગુઠા પાસેની આંગળી અંગુઠાથી મોટી હોય તો તેને સ્ત્રીનું સુખ મળે છે. નાની હોય તો સ્ત્રીનું મરણુ અથવા કલેશ ભોગવે છે. અથવા પુત્રનું મરણુ જણાવનાર છે.

૧૧ જેના પગની મધ્યમા આંગળી અંગુઠાથી મોટી હોય તો, તેનું કાર્ય વિનાશ પામે છે, અને પ્રમાણુથી નાની હોય તો દુ:ખ મળે છે ઘણી પાસે પાસે હોય તો પુત્રોત્પતિ થોડી થાય તેમજ તેનું આયુષ્ય પણુ થોડું હોય છે.

૧૨ જેના પગની અનામિકા—ત્રીજી આંગળી પ્રમાણુથી લાંબી હોય તો તે બુદ્ધિશાળી થાય છે, પણુ પ્રમાણુથી નાની હોય તો સ્ત્રી વિયોગી થાય.

૧૩ જેના પગની કનીષ્ટીકા–છેલી અંગુલી પ્રમાણથી મોટી હોય તો ધનવાન થાય, નાની હોય તો વ્યભિચારી થાય.

૧૪ જે માણસના પગની કનીષ્ટિકા અંગુલી પ્રદેશની કરતાં–પેલી અંગુલી કરતાં જાડી હોય તો તેની માતા નાનપણમાંજ મૃત્યુ પામે છે,

## નખ.

૧૫ જેના પગના નખો નિર્મળ, લાલ, ઉંચા બારીક કાન્તિ વાળા અને સૂક્ષ્મ હોય તો તેને સુખ પ્રાપ્ત થાય છે.

૧૬ જેના પગના નખો જાડા, ફાટેલ, સૂપડા જેવા, લાંબા, ધોળા, કાન્તિ રહિત અને શ્યામ હોય તો તે દરિદ્રી થાય છે.

## એડી.

૧૭ જે માણસના પગની એડી માંસથી પુષ્ટ હોય, ચીકણી, કોમળ, ગુપ્તનસો, કોમળ રોમ તથા પરસેવાથી રહિત હોય તથા કાચબાના પીઠની માફક ઊંચી હોય તો તે શ્રેષ્ટ જાણવી.

૧૮ જેના પગની એડી કમળની માફક નરમ ગોળાકાર હોય તો તેને સ્ત્રી તથા લક્ષ્મી નાશ પામતી નથી.

૧૯ જેના પગની એડી સરખી હોય તો તે સુખી થાય, મોટી હોય તો દીર્ઘાયુ થાય, નાની હોય તો અલ્પાયુ થાય, ઉંચી હોય તો વિજયી થાય છે.

## સાથળ.

૨૦ જે પુરૂષના સાથળ માંસવાળા, કેળના જેવા કોમળ રોમ યુક્ત હોય તો તે પ્રાયે રાજા થાય છે.

૨૧ જેના સાથળ સ્નિગ્ધ, મૃદુ, ક્રમે કરી પુષ્ટ હોય તો તે લક્ષ્મીવાન થાય છે. સાથળ પોહોળા હોય તો તે સ્ત્રી વલ્લભ થાય છે.

## કેડ.

૨૨ જે માણસની કેડ લાંબી, પહોળી, અને પુષ્ટ હોય તો તે ધનવાન થાય, અને સિંહની કેડ સમાન કેડ હોય તો તે રાજા થાય છે.

૨૩ જેની કેડ રોમવાળી હોય તો તે દરિદ્રી થાય; નાની કેડ હોય તો દુર્ભગ તથા કુરૂપ થાય છે.

## લિંગ.

૨૪ જેનું લિંગ નાનું હોય તો તે ધનાઢ્ય થાય છે. નસ નીકલેલ હોય તો પુત્ર વગરનો થાય છે. અથવા અલ્પ સંતતિ થાય છે, લિંગનો દક્ષિણ ભાગ નમેલ હોય તો પુત્ર થાય, અને ડાબી બાજુ નમેલ હોય તો પુત્રી થાય છે.

## વીર્ય.

૨૫ જે માણસનું વીર્ય પુષ્પના ગંધસમાન હોય તો રાજા થાય. મદીરાના ગંધ જેવું હોય તો યજ્ઞ કરનાર થાય. મધના જેવા ગંધથી ધનવાન થાય. માછલાના જેવા ગંધથી સુખી તથા ધવવાન થાય છે.

૨૬ વીર્યની ગંધ સુંગધી દ્રવ્ય જેવી હોય તો લક્ષ્મીવાન થાય, બીજા ખરાબ દ્રવ્યના ગંધ જેવી વાસ હોય તો દરિદ્રી થાય છે, લાખના જેવી ગંધ હોય તો પુત્રી-વાળો થાય, માંસના જેવી ગંધથી નિર્ધન થાય છે.

૨૭ જેનું વીર્ય જાંબુના રંગ જેવું હોય તો તે સુખી થાય, દૂધના જેવો વર્ણ હોય તો રાજા થાય, ધુમાડાના રંગ જેવું હોય તો દુઃખી થાય, શ્યામ વર્ણ જેવો રંગ હોય તો દુઃખથી ભરપુર થાય છે.

૨૮ જેનું વીર્ય સ્નિગ્ધ–ચીકાશદાર, શીઘ્ર છૂટે તો તે લાંબી આયુષ્ય વાલો, સંપદા તથા પુત્રોને ઉત્પન્ન કરનાર થાય.

૨૯ લાંબો વખત મૈથુન કરવા છતાં જેનું વીર્ય છૂટે નહીં તે દરિદ્રી અલ્પાયુ અને પુત્રીઓને પેદા કરનાર થાય છે.

## મૂત્ર.

૩૦ રાજાનું મૂત્ર એક ધારવાળું અને શબ્દ રહિત હોય, દરિદ્રીનું મૂત્ર શરૂઆતમાં બે ધારા તથા શબ્દ વગરનું, અને પછી અનેક ધારાવાળું હોય છે.

## રૂધિર.

૩૧ જેના શરીરમાં રૂધિર લાલ પ્રવાહ જેવું તથા સ્નિગ્ધ હોય તો તે રાજા થાય, કમલ જેવું લાલ હોય તો પણ રાજા થાય છે.

૩૨ મધ્યમ પુરૂષનું રૂધિર કાંઈક લીલું તથા કાંઈક લાલ હોય છે, અધમ પુરૂષનું રૂધિર કાંઇક કાળું તથા કાંઈક લાલ હોય છે.

## નાભી.

૩૩ જે મનુષ્યની નાભી પોહોલી, ઉંચી, ગંભીર, ઈંઠાની આકૃતિ જેવી, દક્ષિણાવર્તવાળી હોય તો તે સુખ બુદ્ધિ તથા ધન આપનાર થાય છે.

૩૪ જે પુરૂષની નાભી કમળપત્રના જેવી અકાકાર વાળી હોય તો તે માણસ ઘણા દ્રવ્ય સહિત સમુદ્ર પર્યંત પૃથ્વીનો રાજા થાય.

## કુક્ષી.

૩૫ નાની બગલવાળો રાજા થાય, સરખી બગલવાળો શુરવીર તથા ભોગી, ઉંચી બગલવાળો ધનહીન, ઉંચી તથા નીચી બગલ વાળો કપટી હોય છે.

૩૬ જેની બગલ ઉંડી હોય તે ઉંચેથી પડનાર થાય, જેની બગલ ઉંચી હોય તો તે સ્ત્રીની આજીવીકાથી જીવે છે.

૩૭ જેના બગલના બંને પાસા માંસથી ભરપુર હોય, તથા દક્ષિણાવર્ત રોમવાળી, મૃદુ, ગોળ, હોય તો તે રાજા થાય છે.

## પેટ.

૩૮ જે માણસનું પેટ બધી તરફ સરખું હોય તે ધનવાન થાય, સિંહના જેવું પેટ હોય તો તે ચક્રવર્તી રાજા થાય છે.

૩૯ બકરાના જેવું પેટ હોય તો રાજા થાય, બળદના જેવું પેટ હોય તો વ્યભિચારી થાય, ગોળ પેટ વાળો સુખી થાય, માછલા તથા વાઘના જેવા પેટવાળો માણસ ભાગ્યવાન થાય છે.

## પેટના વળીયા.

૪૦ જેના પેટ ઉપર મધ્યમાં વિષમ વળીયા—૧—૩—૫ હોય તો તે દરિદ્રી તથા શુલ રોગ વાલો થાય.

 

નીચેના ભાગમાં ઉંચાનીચા ખંડિત વળીયા હોય તો દુઃખ કરે, ડાબી બાજુ નમેલા વળીયા હોય તો મૂર્ખ બને છે.

૪૧ જેના પેટ ઉપર ૧-૨-૩-૪ વળીયા હોય તો તે અનુક્રમે ૧ થી શસ્ત્રથી મરણ, ૨ થી સ્ત્રી ભોગ, ૩ થી આચાર્ય પદ, ૪ થી અનેક પુત્ર વાળો થાય છે.

૪૨ જેને પેટ ઉપર વળીયા એક પણ ન હોય તો તે રાજા થાય તથા સુખી થાય. પરન્તુ પરસ્ત્રી સાથે આસક્ત થાય, સીધા વળીયા વાળો પાપી તથા પરસ્ત્રી ગમન કરનાર થાય.

## છાતી.

૪૩ જેની છાતી ઉંચી, માંસ યુક્ત, સુંદર હોય તો તે રાજા થાય, પહોળીછાતીવાળો ધનવાન દીર્ઘાયુ થાય.

૪૪ જેની છાતી મોટી, નસો રહીત, ગધેડાના રોમ જેવી હોય તથા કંપ સહીત હોય તો તે દરિદ્રી થાય.

## સ્તન.

૪૩ જેનાં સ્તન ગોલ, સ્નિગ્ધ, કોમલ, સરખાં હોય તો તે સુખી થાય, પણ ઉંચા નિચા કઠોર અને ભયાનક હોય તો દુઃખી થાય.

૪૬ જેનાં સ્તન બંને માંસ યુક્ત હોય તો તે રાજા થાય, પુષ્ટ મોટા હોય તો સુખી, પણ ઉંચા નીચા લાંબા હોય તો ધન રહિત થાય છે.

## હાથ.

૪૭ જેના હાથ ચમકદાર, પરસેવા વિનાના, માંસથી ભરપુર, છીદ્રરહિત, લાલ, કામ કર્યા વગર ઉષ્ણ, તથા મોટી આંગુળીવાળા હોય તો તે રાજા થાય.

૪૮ જેનો હાથ પહોળો, લાલ નખવાળો, વાંદરાના હાથ જેવા હાથવાળો માણસ ધનવાન બને. વાઘની માફક લૂખો, માંસ વગરનો હાથ હોય તો દરિદ્રી થાય છે.

## હસ્તરેખા.

૪૯ જે માણસના હાથમાં સંપૂર્ણ ત્રણ રેખા પડી હોય તો તે માણસને લક્ષ્મી છોડતી નથી, ધન, કાંચન, રત્નવાળો થાય તથા તેને સ્ત્રી છોડતી નથી.

૫૦ જેની હથેળી ગોળ તથા નીચી હોય તો તે ધનવાન થાય, ઉંચી હથેળીવાળો દાનેશ્વરી થાય, નીચી હથેળીથી પિતાના ધનથી રહિત થાય, હથેળી ઊંચી નીચી હોય તો નિર્ધન થાય.

૫૧ લાલ હથેળીવાળો ધનવાન થાય, પીળી હથેળીવાળો નીચ જાતની સ્ત્રી સાથે ગમન કરે, ધોળી તથા કાળી

હથેળી નિર્ધનતાને સૂચવે છે. લીલી હથેળીવાળો મદીરા પીનાર થાય.

૫૨ જેના હાથમાં ઘણી રેખા અથવા અલ્પ રેખા હોય તો તે અલ્પાયુ દુઃખી, દરિદ્રી, થાય.

## હસ્તરેખા જોવાની રીત.

૫૩ જે પુરૂષ પોતાના અંગુલથી ૧૦૮ આંગળ ઉંચો હોય તે ઉત્તમ, ૯૬ આંગળ હોય તે મધ્યમ, ૯૦ આંગળવાળો કનીષ્ટ કહેવાય છે. પુરૂષનો જમણો હાથ તથા સ્ત્રીનો ડાબો હાથ જોવાય છે. રેખાને અનુસારે જીવિત મરણ લાભ તથા નુકશાનની ખબર પડે છે.

૪૪ જેના હાથમાં છેદ વિનાની, ગંભીર, પૂર્ણ, લાલ, કમળ જેવી મૃદુ, અંદર ગોળ, સ્નિગ્ધ રેખા હોય તો તે ઉત્તમ સમજવી.

૫૫ મધની માફક પીળી રેખાથી સુખી થાય, લાલ રેખાથી દાની તથા ગંભીર થાય, પાતળી રેખાથી બુદ્ધિમાન. મૂળથી સંપૂર્ણ રેખા પૂરી હોય તો સુંદર તથા રૂપ-વાન થાય.

૫૬ જેના હાથમાં રેખાઓ ફેલાયેલ, તૂટેલ, ઊંચી, નીચી, ફાટેલ, લુખી, વિખરાએલ, કાળા રંગની હોય તો તે અશુભ સમજવી.

૫૭ પાદડાની માફક ફેલાએલ રેખાથી દુ:ખી થાય છે. છેદાએલી રેખાથી જીવિત સંદેહવાળું હોય, ઉંચી નીચી રેખાથી ધન નાશ, ખરબચડી રેખાથી ખરાબ ભોજન પ્રાપ્ત થાય.

## ગોત્ર, દ્રવ્ય, આયુઃ રેખા.

૫૮ હાથના મૂળમાંથી નીકળેલ ત્રણ રેખા. અંગુઠા તથા તેની પાસેની તર્જની અંગુળીની મધ્યમા સંપૂર્ણ જાય તો ગોત્ર, દ્રવ્ય, તથા આયુષ્ય સંપુર્ણ હોય.

૫૯ ફાટી તુટી રેખા હોય તો કુળ, ધન, આયુષ્ય અલ્પ હોય, લાંબી તથા ખોડખાપણ વિનાની રેખાથી બહુ સંતાન, ઘણું દ્રવ્ય, તથા પૂર્ણ આયુષ્યવાન થાય છે.

૬૦ જે પુરૂષના માણીબંધથી-પોંચાથી નીકળેલ વંશ રેખા પ્રદેશીની-પહેલી અંગુળીના મૂળ સુધી બરાબર જાય તો બહોળા કુટુંબવાળો થાય.

૬૧ આ રેખા નાની હોય તો વંશ-કુટુંબ નાનો હોય તુટીફુટી વીખરાએલી રેખાથી વંશ વીખરાએલ હોય, ટુંકી રેખાથી તૂટક વંશ હોય.

૬૨ જે માણસની કનીષ્ટા અંગુલીની નીચેની આયુઃ રેખા, જેષ્ટા-ત્રીજી અંગુળીને ઓળંગી જાય તો ૭૫ ઉપરાંત

જીવિત હોય, તે રેખા છેદાયેલ ન હોવી જોઇએ. આ રેખાને આયુષ્ય રેખા કહે છે.

૬૩ જેની આયુષ્ય રેખા છેદાએલ ભેદાએલ હોય તો તે અલ્પ આયુષ્યવાળો સમજવો, પૂર્ણ હોય તો પૂર્ણાઆયુષ્ય.

૬૪ આયુષ્ય રેખામાં જેટલા છેદો હોય તેટલી ઘાતો જાણવી. કનીષ્ટા આંગળીના મૂળથી નીકળેલી આયુઃ રેખા તર્જની-ચોથી આંગળી સુધી જાય તો દરેક આંગુલીએ ૨૫-૨૫ વરસ આયુષ્ય સમજવું.

## ઉર્ધ્વરેખા

૬૫ મણીબંધથી-પહોંચાથી નીકળેલ ઉર્ધ્વ રેખા અંગુષ્ટ ને તર્જની-પહેલી આંગુળીના મધ્યે જાય તો ઋદ્ધિ તથા જ્ઞાન સારૂં જાણવું. તેજ રેખા અંગુષ્ટ પર્યંત જાય તો રાજાનો રાજા અથવા મંત્રીપદ મળે.

૬૬ તેજ રેખા મધ્યમાં-બીજી અંગુળી પાસે જાય તો રાજા, સેનાપતિ, અથવા આચાર્ય બનાવે છે.

૬૭ જેની ઉર્ધ્વ રેખા અનામીકા-ત્રીજી આંગુળી સુધી જાય તો સાર્થવાહ, ધની, અથવા પુરોહીત થાય છે.

૬૮ આ ઉર્ધ્વરેખા કનીષ્ટીકા-નાની અંગુલીના મૂળ સુધી જાય તો શ્રેષ્ટી ધનવાન તથા યશવાળો થાય.

૬૯ જેની ઉર્ધ્વ રેખા, છેદેલી તૂટેલી ન હોય ને લાંબી હોય, પલ્લવ–ફણગા વગરની હોય તો હજાર માણસોનો પોષક થાય.

૭૦ આ ઉર્ધ્વ રેખા બ્રાહ્મણને હોય તો વેદપાઠી, ક્ષત્રીને હોય તો રાજા, વૈશ્યને ધન આપનાર, શુદ્રને સુખ-કર્તા છે.

૭૧ જેની ધન રેખામાં કાગપગના જેવું ચિન્હ હોય તો ધન એકઠું કરે પણ ખર્ચી નાંખે છે.

## મણીબંધ જવમાલા

૭૨ જેના હાથના મણીબંધમાં ત્રણ જવમાલા હોય તો તે સાર્વભોમ રાજા અથવા ધનપતિ થાય છે. બે વળયવાળી જવ પંક્તિ હોય તો રાજા અથવા મંત્રી, એક વળયવાળી જવ પંક્તિ હોય તો મોટો ધનવાન થાય છે.

૭૩ ત્રણ વળયવાળી જવની પંક્તિ બંને બાજુએ હાથના પૃષ્ટને ઢાંકી દે તો ઉપરના કરતાં અધિક ફળ પ્રાપ્ત થાય છે.

૭૪ જવવાળા પૂર્ણ હોય તો પૂર્ણ ફળ, મધ્યમ હોય મધ્યમ અને થોડી હોય તો થોડી સંપત્તિ મળે છે.

## ધર્મ રેખા.

૭૫ આયુષ્ય રેખામાંથી નીકળતી ઝીણી ઉર્ધ્વ રેખા અંગુ-લીઓના મૂળમાં જાય તો તે ધર્મમાં રક્ત થાય છે.

૭૬ સર્વ આંગળીના પર્વોની નીચે પ્રગટ રેખા હોય તથા જવ હોય તો તે રાજા અથવા પૂજયનીય થાય છે.

૭૭ કનીષ્ટા આંગળી અને આયુષ્ય રેખાની મધ્યમાં જેટલી રેખા તેટલી સ્ત્રીઓ હોય અને સ્ત્રીને તેટલા પુરૂષ થાય.

૭૮ આ રેખા વિષમ હોય એટલે નાની મોટી હોય અથવા કાંઈક થોડી, કાંઇક બહુ હોય તો સ્ત્રી વિષમ હોય-પ્રાતકુલ હોય, રેખા દીર્ઘ હોય તો સારી સ્ત્રી મળે; પાતળી તથા નાની રેખા હોય તો કુચાલવાળી સ્ત્રી મળે.

## પુત્ર, પુત્રી ભાઇ બહેનની રેખા.

૭૯ અંગુષ્ટના મૂળમાં જેટલી મોટી રેખા હોય તેટલા પુત્ર થાય, નાની રેખા હોય તેટલી પુત્રી થાય. હસ્ત સંજીવન ગ્રન્થમાં આ રેખાને ભાઈ બહેનની રેખા કહે છે.

૮૦ આયુષ્ય રેખાનું મૂળ તથા મણીબંધ આ બેની વચમાં જેટલી મોટી રેખા હોય તેટલા ભાઇઓ થાય, પાતલી રેખા હોય તેટલી બહેનો થાય, હસ્તસંજીવન ગ્રન્થમાં આ રેખાને પુત્ર પુત્રીની રેખા કહે છે.

## જવ.

૮૧ જેના અંગુષ્ટાના મૂલમાં જવ હોય તો તે પુત્રવાળો તથા જ્ઞાનવાળો થાય, અને અંગુષ્ટાના મધ્યમાં જવ હોય તો ધન કંચન અને રત્ન ભોગવનાર થાય છે.

૮૨ જેના અંગુઠાના મૂલમાં ત્રણ પરિક્ષેપ વાલી જવમાળા હોય તો તે હાથીની સમૃદ્ધિવાળો રાજા થાય, અગર મંત્રી થાય.

૮૩ બે પરિક્ષેપ વાળી જવમાળા હોય તો રાજાનો મંત્રી થાય એક પરિક્ષેપવાળી જવમાળાથી ધનવાન થાય છે.

## અંગુઠો.

૮૪ જેના અંગુઠાના નીચેના ભાગમાં કાકપદનું ચિન્હ હોય તો, પાછલી અવસ્થામાં શૂળ રોગથી મરણ પામે છે.

૮૫ જેના હાથમાં રેખા સ્વચ્છ ન હોય, તુટેલ તથા પાતળી હોય તો તેની પાસે લક્ષ્મી રહેતી નથી,

૮૬ ધનવાન માણુસનો અંગુઠો, સરલ સ્નિગ્ધ, ઉંચો, ગોળ, દક્ષિણાવર્તવાળો હોય છે, તેમજ કઠિણ તથા પર્વ બરાબર હોય છે.

## અંગુળીઓ.

૮૭ ભાગ્યવાન તથા બુદ્ધિશાળી માણસોની આંગુળીયો મળેલી હોય છે, તથા લાંબા આયુષ્યવાળાની આંગુળી સરલ તથા લાંબી હોય છે.

૮૮ જેની સર્વથી નાની આંગુળી અનામીકા–બીજી આંગુળીના બીજા વેઢાને ઉલંઘી જાય તો તે માણસ પ્રાયે કરી ધનવાન થાય છે.

૮૯ લાંબી આંગુળીવાળો માણુસ દીર્ઘાયુ થાય, પર્વ-વેઢા લાંબા હોય તો શોભાગ્યવાન થાય; છુટી છુટી, વાંકી તથા સુકાએલ અંગુળીથી ધનહીન થાય છે.

૯૦ દરિદ્ર માણુસની આંગુળી જાડી હોય, શસ્ત્રો ગ્રહણુ કરનાર માણુસની આંગુળી બહારથી નમેલી હોય છે. ટુંકી તથા ચપટી આંગુળીવાળો ચાકર થાય છે.

૯૧ જેના હાથની આંગળીઓ સંખ્યાહીન-સંખ્યાથી ઓછી તથા અધિક હોય તો તે ધન ધાન્યથી હીન તથા અલ્પાયુષ્યવાળો થાય.

## ભાગ્યોદય

૯૨ જે માણુસની ચારે આંગુળીઓ ભેગી કરવાથી કનીષ્ટા -નાની અંગુળીમાં છીદ્ર હોય તો વૃદ્ધાવસ્થામાં સુખ મળે, અનામીકામાં-બીજી આંગુળીમાં છીદ્ર હોય તો યુવાવ-વસ્થામાં સુખ મલે, મધ્યમામાં-ત્રીજી આંગુળીમાં તથા પ્રદેશીનીમાં-ચોથી આંગુળીમાં છીદ્ર હોય તો બાલ્યા-વસ્થામાં સુખ પ્રાપ્ત થાય. હસ્તસંજીવન ગ્રંથમાં છીદ્રો નો હોય તો સુખ મળે તેમ કહેલ છે.

## નખ,

૯૩ જે રાજા થવાનો હોય તેના નખ લાલ, બારીક, કાચબાની માફક ઉન્નત, સ્નિગ્ધ, શિખાવાલા, વિસ્તારવાલા અને પર્વ કરતા અર્ધ હોય છે.

૯૪ લાંબા, વળેલા, લુખા, ધોળા, શીખાહીન, તેજ રહિત, નખવાળો પુરૂષ ધન ધાન્ય રહિત બને છે.

૯૫ પુષ્પ યુક્ત નખવાળો દુશીલ, ધોળા નખવાળો સાધુ, ફોતરા જેવા નખવાળો નપુંસક, ચીપટા, તૂટેલા, ફાટેલા, નખવાળો દરિદ્રી થાય છે.

૯૬ ડાબા તથા જમણા હાથ પગના નખોમાં ધોલા બીંદુ હોય તો શ્રેષ્ટ છે, આ ભોજ રાજાનો મત છે.

૯૭ કાચબાની પીઠ જેવા નખવાળો રાજા થાય, ઘોડાની પીઠ જેવા નખવાળો ભોગી, સિંહની પીઠ જેવા નખવાળો માણસ ધન સપત્તિ, અને સેનાનો નાયક બને છે.

## ગ્રીવા.

૯૮ નાની ડોકવાળો શ્રેષ્ટ, ગોળ ડોક હોય તો સુખી, ધની, સુદર થાય છે. કંબુના-ઘડાના જેવી ગ્રીવાવાળો રાજા થાય, મોટી ડોકવાળો સારી-બધીવાતનો નાશક થાય છે.

૯૯ પાડા જેવી ગ્રીવા વાળો શુરવીર, લાંબી ગ્રીવા વાળો બહુ ભોજી, વક્ર-વાંકી ગ્રીવા વાળો ચાડીયો થાય છે.

૧૦૦ ખર-ગધેડો તથા ઉંટ જેવી ડોક વાળો દુઃખી હોય, બગલા જેવી ડોક વાળો દાંભિક થાય, ને ચપટી ગ્રીવા હોય તો ધનહીન થાય.

## હડપચી.

૧૦૧ પુણ્યવાન માણુસની હડપચી ગોળ, માંસથી ભરપુર, નાની, તથા મૃદુ હોય છે, દુર્બળ, દીર્ઘ, જાડી હડપચી દરિદ્રી માણુસને હોય છે.

## ગાલ.

૧૦૨ ઉંચા ગાલવાળો માણુસ સુખી, માંસમુક્ત ગાલવાળો સંપૂર્ણ ભોગી, સિંહ તથા હાથીના જેવા ગાલવાળો માણુસ રાજા થાય.

૧૦૩ જેના ગાલ નીચા, માંસ વગરના, રોમ વાળા હોય તો, તે પાપી દુઃખી, ભાગ્યહીન તથા દાસ થાય છે.

## મુખ.

૧૦૪ જેનું મુખ ગોળ. સૂક્ષ્મ, સ્નિગ્ધ, સોમ્ય, સરખું, સુગંધી, હાથી તથા સિંહ સમાન હોય તો રાજા થાય, સંપૂર્ણ ભોગી પણ તેજ પ્રમાણે હોય તો બને છે.

૧૦૫ જેનું મુખ માતાના મુખ જેવું હોય તો તે ભાગ્યવાન બને છે.

૧૦૬ પોહોળું મુખ દુર્ભાગી માણુસનું હોય છે, સંતાન રહિતનું મુખ સ્ત્રીના મુખ જેવું હોય છે, ચોરસ મુખ ધૂર્તનું હોય છે, નાનું મુખ કૃપણુતા સૂચવે છે.

૧૦૭ પાપીનું મુખ ભયંકર હોય છે, નીચું તથા વાંકુ મુખ પુત્ર રહિતનું હોય, લાંબુ મુખ ધન રહીતનું હોય, ગોળ મુખવાળો ભાગ્યશાળી થાય.

૧૦૮ ગધેડા, ઉંટ, વાઘ, તથા વાંદરાના જેવા મુખવાળા માણસો દુર્ભાગી થાય, વાંકુ, વિકારવાળું, શુષ્ક તથા ઘોડાના જેવા મુખવાળા માણુસો દરિદ્રી થાય.

## હોઠ.

૧૦૯ બીંબ નામનું લાલ ફળ થાય છે તેના જેવા હોઠવાળો માણુસ ધનાઢય, ગુલાબના જેવા હોઠવાળો બુદ્ધિવાન, પરવાળા જેવા હોઠવાળો માણુસ પ્રાયે રાજા થાય.

૧૧૦ જે માણુસના ઉપર નીચેના હોઠ, બે આંગુલ પ્રમાણના, સુકુમાળ, પાલેશ, મૃદુ, સ્નિગ્ધ હોય તો તે પ્રાયે કરી ધનવાન થાય છે.

૧૧૧ પુષ્ટ હોઠવાળો સુંદર હોય, લાંબા હોઠવાળો ભોગી હોય, ઉંચા નીચા હોઠવાળો ભીરૂ હોય, નાના હોઠવાળો દુઃખી હોય છે.

૧૧૨ લુખા પાતળા, વિવર્ણ, ફુટેલા, ખંડિત તથા જાડા હોઠવાળો ધન સુખથી હીન હોય તથા દાસ થાય છે.

## દાંત.

૧૧૩ જેના દાંત કુંદની કળી જેવા હોય, અગર લાલ હોય,

મજબુત, સ્નિગ્ધ; બારીક, તથા તેજસ્વી દાઢા યુક્ત હોય તો તે માણુસ ધનવાન બને છે.

૧૧૪ હાથી તથા ગધેડાના દાંત જેવા દાંતવાળો માણુસ ધનવાન હોય છે. વાંદરા તથા રીંછના દાંત જેવા દાંતવાળો માણુસ દરિદ્રી હોય, ભયંકર દેખાવવાળા તથા છુટા બે પંક્તિવાળા, કાળા, ઉંચા, નીચા તથા લુખા દાંતવાળો માણુસ નીંદનીય થા  છે.

૧૧૫ દાંત બરાબર ૩૨ હોય તો રાજા થાય, ૩૧ દાંતવાળો ભોગી, ૩૦ દાંતવાળો અલ્પધની, ૨૮ દાંતવાળો સુખી હોય, ૨૯ દાંતવાળો દરિદ્રી દુઃખી હોય, ઉપર નીચે ગમે તે દાંત ઓછા હોય તો તે દુઃખી થાય છે.

૧૧૬ બાળકને બાર માસની અંદર નીચેના ૨ બે દાંત નીકળે તો તે શુભ છે, પણ ઉપરના બે દાંત નીકળે તો તે અશુભ છે. તેમજ જન્મતાંની સાથેજ દાંત નીકળે તો અશુભ છે. ચાણુક્યનીતિ ગ્રંથમાં જન્મની સાથે દાંત હોય તો રાજા થાય તેમ જણાવેલ છે.

## જીભ.

૧૧૭ જે માણુસની જીભ લાલ હોય, લાંબી, બારીક, મૃદુ, પાતળી હોય તો તે મીષ્ટાન્ન ખાનાર થાય છે, અથવા વેદ જાણનાર થાય છે.

૧૧૮ જેની જીભ આગલા ભાગમાં સાંકડી, ચીકણી, લાલ કમળના પાંદડા જેવી, ને જાડી પોહોળી હોય તો તે રાજા થાય છે.

૧૧૯ ધોળી જીભવાળો આચારભ્રષ્ટ થાય છે, કાળી જીભવાળો ધનહીન, કાબરચીત્રી જીભવાળો પાપી થાય છે.

૧૨૦ જેની જીભ સૂક્ષ્મ, લુખી, પરૂષ, જાડી, સરખી, પોહોળી, મળ સહિત પીળી હોય તો તે માણસ મૂર્ખ અને દુઃખી થાય છે.

## તાળવું.

૧૨૧ કમળના જેવા લાલ તાળવાવાળો માણસ રાજા થાય, ધોળા તાળવાવાળો ધનવાન, હાથીના જેવા તાળવાવાળો માણસ મંડલાધીશ રાજા થાય છે.

૧૨૨ લુખું, ચિત્ર વિચિત્ર, પરૂષ, મળ સહિત, તાળવાવાળો માણસ સારો નહીં, કાળા તાળવાવાળો માણસ કુલનાશ કરે છે, નીલ તાળવા વાળો દુઃખી અને લાલ તાળવાવાલો ગુણવાન હોય.

## નાક.

૧૨૩ જેનું નાક ચાર આંગુલ પ્રમાણે લાંબું હોય, મોટા સંપુટ, અંદર નાના છીદ્ર હોય, ઘણું મોટું, તથા ઘણું નાનું ન હોય તો તે લાંબા આયુષ્ય વાળો થાય છે.

૧૨૪ ઉંચી નાસિકા વાળો સારી ચાલનો હોય, હાથીના જેવી નાસિકા વાળો સુખી તથા ધનવાન હોય, સરલ નાસિકાવાળો ભોગી, સુકી નાસિકા વાળો લાંબા આયુષ્ય વાળો હોય છે.

૧૨૫ તલના પુષ્પ તથા શુકની સમાન નાસિકા વાળો રાજા થાય, આગલા ભાગમાં જરા વાંકી નાસિકા વાળો ધનવાન, નાની નાસિકા વાલો શીલધર્મ વાલો થાય.

૧૨૬ અનુક્રમે વિસ્તાર વાળી તથા ઉંચી નાસિકા વાળો રાજા હોય, દરિદ્રી માણુસની નાસિકા ઘણી લાંબી તથા ઘણી નાની હોય છે.

૧૨૭ સંકોચવાળી નાસિકા વાળો ચોર થાય. ચીપટી નાસિકા વાળાની સ્ત્રીનું મૃત્યુ થાય, કાપેલ નાસિકાવાળો માણુસ પરસ્ત્રી લંપટ થાય.

## ચક્ષુ.

૧૨૮ જે પુરૂષના નેત્રો નિર્મળ, નીલસ્ફટિક જેવા તથા લાલ, કાંઈક ચીકણા, ચમકદાર, કાળા, તથા છોટા હોય તો તે ધનવાન થાય.

૧૨૯ હડતાલના રંગ જેવા નેત્રવાળો પુરૂષ ચક્રવર્તિ થાય, નીલ કમલના જેવા નેત્રવાળો માણુસ માની તથાવિદ્વાન થાય છે.

૧૩૦ લાખના રંગ જેવા નેત્રવાળો માણુસ રાજા થાય, મોતીના જેવા સફેદ નેત્રવાળો શાસ્ત્રવેત્તા થાય, મધ તથા સોનાના જેવા પીળા નેત્રવાળો ઘણો ધનવાન થાય.

૧૩૧ હાથીના જેવા નેત્ર વાળો સેનાપતિ થાય, લાંબી આંખવાળો માણુસ લાંબા આયુષ્યવાળો થાય, પોહોળી આંખવાળો ભોગી, પારેવાની જેવી આંખવાળો કામી થાય.

૧૩૨ ધુમાડા જેવા નેત્રવાળો માણુસ સુંદર થાય. સ્નિગ્ધ નેત્રવાળો મોટો ભોગી, મોટા નેત્રવાળો બુદ્ધવાન, દીનદષ્ટિ વાળો ધનહિન થાય,

૧૩૩ નકુલ તથા મોરના જેવી આંખવાળો મધ્યમ પુરૂષ થાય, દેડકાં, કાગડા તથા ભુરા રંગ જેવી આંખવાળો માણુસ અધમ થાય.

૧૩૪ ધુમાડા જેવી આંખવાળો માણુસ દીર્ઘાયુ, ઉંચી આંખવાળો અલ્પજીવી, સ્તબ્ધ તથા ગોળ આંખવાળો માણુસ બાળક અવસ્થામાં મરણ પામે છે.

૧૩૫ સરલ મનવાળો માણુસ સીધું જુએ છે; પુણ્યવાનની દષ્ટિ ઊંચી પડે છે, પાપી માણુસ નીચે જુએ છે, ક્રોધી માણુસ વાંકુ જુએ છે.

૧૩૬ જેની દષ્ટિ કારણ વગર ફર્યા કરે તે લક્ષ્મીહીન થાય છે, જેની દષ્ટિ મલીન, તથા સ્નેહવગરની હોય તો તે માણુસ પાપી જાણવો.

૧૩૭ સર્પના જેવી દૃષ્ટિવાળો માણસ રોગી થાય, બીલાડીના જેવી દૃષ્ટિવાળો સદા પાપી થાય, ભયંકર દૃષ્ટિવાળો દુષ્ટ થાય, કુકડાના જેવી દૃષ્ટિવાળો માણસ લડાઈખોર થાય.

૧૩૮ ઘુવડના જેવી દૃષ્ટિવાળો માણસ બહુ દુષ્ટ થાય, વિષમ-ઉંચીનીચી દૃષ્ટિવાળો દુઃખી હોય, હંસના જેવી દૃષ્ટિ-વાળો ધનહીન હોય, વાઘના જેવી દૃષ્ટિ હોય તો ક્રોધી થાય.

૧૩૯ અત્યન્ત કાળીતારાવાળી મનુષ્યની દૃષ્ટિ નીકલી જાય છે. અત્યન્ત સ્નિગ્ધ દૃષ્ટિવાળો માણસ બુદ્ધિવાન થાય છતાં આયુષ્ય અલ્પ હોય.

૧૪૦ ઘણી પીળી, વિવર્ણ, ભ્રાન્ત, ચલાયમાન આંખ વાળો માણસ ખરાબ હોય, બહુહીણ, લાલ, લુખા, જાળવાલા, મળવાલા નેત્રવાળો માણસ દરિદ્રી થાય છે.

## પાપણ.

૧૪૧ જે માણસની પાપણ દૃઢ, કાળી, ચક્ષુના છેદ પાસે રહેલ હોય, ઘન–ગાઢ તથા બારીક હોય તો તે મનુષ્ય શોભા-ગ્યપણું, દીર્ઘઆયુષ્ય અને ધનવાન થાય છે.

૧૪૨ છુટી છુટી, પીળા, જાડી, વિવર્ણ પાપણવાળો માણસ અધમ થાય છે. પાપણનાકેશ નોહોય તો તે માણસ પાપી, પરદારા રક્ત થાય છે.

## નિમેષ.

૧૪૩ નિમેષ વગરનો અથવા એક માત્રા નિમેષવાળો પુરૂષ ઈષ્ટ વસ્તુ રહિત થાય, બે માત્રા નિમેષવાળો બીજાના આશ્રય નીચે રહેનાર થાય છે.

૧૪૪ ત્રણ તથા ચાર માત્રા નિમેષવાળો માણસ ધનવાન થાય, પરંતુ પાંચ માત્રા નિમેષવાળો માણસ દીર્ઘ-જીવી, ધની, તથા ભોગી ન થાય. નિમેષ એટલે આંખની પલક મારવી તે.

૫૪૫ થોડીવારમાં નેત્રની પલક મારનાર અલ્પાયુ, મધ્યમ વાર લાગે તો મધ્યમ આયુ, લાંબી વાર લાગે તો દીર્ઘાયુવાળો માણસ થાય.

## માત્રાકાળ.

૧૪૬ હાથ જાનુને પ્રદક્ષિણા કરી ગળાને પકડે તેટલા વખતને માત્રા કહે છે.

## ભમર.

૧૪૭ બાલચંદ્ર—બીજના ચંદ્ર જેવી દીર્ઘ, પોહોળી, ઉન્નત, શ્યામ, નાસિકાના અંતથી નીકળેલ એવી ભમર ઘણા ધનને આપે છે.

૧૪૮ જેની બંને ભમર મળેલ ન હોય, સ્નિગ્ધ હોય, બારીક વાળથી યુક્ત હોય, તે શ્રેષ્ટ ગણાય છે; પરંતુ પ્રમાણ-હીન, જાડી સૂક્ષ્મ, ખડબચડી, પીળા રોમવાળી ભમર દરિદ્રીને હોય છે.

૧૪૯ બહુ દુઃખી માણુસની ભમરનો ભાગ અંતનો નાનો હોય છે, મધ્યમાં નમેલો ભમરનો ભાગ પરસ્ત્રી રક્ત માણુસનો હોય, ઘણો નમેલો ભમરનો ભાગ હોય તો તે અલ્પાયુ જાણુવો, દરિદ્રી માણુસનો ભમરનો ભાગ ઉંચો નીચો હોય છે.

૧૫૦ સ્વચ્છ ને ઉંચી ભમરવાળા માણુસો ધનવાન તથા સંતાનવાન થાય છે, પરંતુ નીચી ભમરવાળા દ્રવ્ય, સુખ, તથા સંતાન રહિત થાય છે.

## કાન.

૧૫૧ મોટા વાળવાળા કાનવાળો માણુસ દીર્ઘાયુ થાય, અતિ પુષ્ટ કાનવાળો માણુસ ભોગી, તથા મનુષ્યનો નાયક થાય છે.

૧૫૨ નાના કાનવાળો દરિદ્રી થાય, માંસ રહિત કાનવાળો પુરૂષ પાપથી મરણુ પામે, લાંબી નસોવાળો, તથા કુટિલ કાનવાળો માણુસ ક્રુર થાય છે.

## કપાળ.

૧૫૩ જેનું કપાળ પહોળું, ઉંચું, અથવા અર્ધચંદ્રકાર જેવું હોય તો તે રાજા થાય, છીપના જેવું ચમકદાર તથા વિશાળ કપાળવાળો માણુસ આચાર્ય થાય છે.

૧૫૪ નાના કપાળવાળો માણુસ ધર્મમાં તત્પર હોય, વિષમ –ઉંચું નીચું તથા આચ્છાદીત કપાળવાળો ધનહીન થાય, નીચા કપાળવાળો માણુસ વધ બંધનને પામે તથા ક્રુર કર્મી થાય.

૧૫૫ જેના કપાળમાં તીછીં પાંચ રેખા હોય તો તે સો વર્ષ જીવે તથા લક્ષ્મી તેનું દાસપણું કરે છે. ચાર રેખાવાળો માણુસ રાજા થાય, ને ૮૦ એંસી વર્ષ જીવે, ત્રણ રેખાવાળો ૭૦, બે રેખાવાળો ૬૦, અને એક રેખાવાળો ૪૦ વર્ષ જીવે, બીજા ગ્રન્થોમાં જેટલી રેખા તેટલા વીશ વીશ વર્ષ ગણવા કહે છે !

૧૫૬ જેના કપાળમાં રેખા ન હોય તો તે માણુસ ૫૦ વર્ષ જીવે છે, છતાં તેને જલદી સંપત્તિ મળે છે. ભદ્રબાહુ સંહિતામાં રેખા વિનાનો માણુસ ૧૦૦ વર્ષ જીવે છે, એમ જણાવેલ છે.

૧૫૭ જે માણુસના કપાળમાં તીછીં ત્રણ રેખા હોય તો તે ૧૦૦ વર્ષ જીવે છે, ચાર રેખાવાળો ૯૫ વર્ષ જીવે એમ પણ બાજા ગ્રંથોમાં કહેલ છે.

૧૫૮ જો તીછીં બે રેખા કપાળમાં વાળ સુધી જાય તો ૮૦ વર્ષ જીવે, અનેક રેખા હોય તો ૯૦ વર્ષનું આયુષ્ય થાય.

૧૫૯ જેના કપાળમાં તીછીં પાંચ રેખા આગળના ભાગમાં

હોય તો ૭૦ અથવા ૬૦ વર્ષ જીવે, ઘણી રેખા હોય તો ૫૦, તુટેલ પાંચ રેખા હોય તો ૪૦ વર્ષ જીવે,

૧૬૦ બંને ભમર ઉપર રેખા હોય તો ૩૦ વર્ષ જીવે, પણ તે વાંકી હોય તો માંત્ર ૨૦ વીશ વર્ષ જીવે.

૧૬૧ જેના કપાળમાં તુટી ફુટી રેખા હોય તો તે પરદારા લંપટ થાય. તેમજ કપાળમાં નાની રેખા હોય તો તે અલ્પ આયુષ્યવાળો થાય.

૧૬૨ જેના કપાળમાં રેખાવડે શ્રીવત્સ, તથા ધનુષ્યાદિ ચિન્હ પડેલ હોય તો તે જલદી રાજા અગર ભોગી થાય.

## મસ્તક.

૧૬૩ હાથીના જેવા મસ્તકવાળો માણસ ઘણી ગાયોવાળો રાજા થાય, સરખા મસ્તકવાળો ભોગી થાય છે. ક્રમથી ઉંચા મસ્તકવાળો રાજા થાય છે.

૧૬૪ જેનું મસ્તક છત્રાકાર, અગર સ્ત્રીના સ્તન સમાન હોય તો તે સાર્વભોમ રાજા થાય; નીચું મસ્તક હોય તો તે સામાન્ય રાજા થાય.

૧૬૫ ઉંચું નીચું મસ્તક દરિદ્રીનું હોય છે, લાંબા આયુષ્યવાળાનું મસ્તક ખોપરી જેવું હોય છે, દુઃખી મનુષ્યનું મસ્તક લાંબુ ઘણું હોય છે. માતા પિતા મારનારનું માથું ચીપટું હોય છે.

૧૬૬ બે મસ્તકવાળો દરિદ્રી થાય છે, માછલીના જેવા મસ્તકવાળો દુઃખી તથા પાપી થાય, ઘડાના જેવા મસ્તકવાળો અધમની–નીચમાણુસની સાથે સોબત કરનાર થાય છે. કઠણ તથા નમેલા માથાવાળો નીંદ-નીય–નીંદ્રાપાત્ર થાય છે.

## કેશ.

૧૬૭ રાજાના કેશ નહીં તુટેલ, ચીકણા, સરળ, મૃદુ, સમાન પાતળા, ઘણા લાંબા નહિ, પણ વળદાર હોય છે.

૧૬૮ દરિદ્રીના કેશ ઉંચા, લુખા, ભુરા, વિષમ. બરસઠ, આગળના ભાગમાં તુટેલ, ઘણા મોટા, તથા ઘણા નાના, વાંકા, મળેલા તથા જુદા જુદા વીખરાયેલા હોય છે.

## શરીર.

૧૬૯ જે પુરૂષ, કે સ્ત્રીનું શરીર માંસ રહિત, પાતલું, કઠોર, નસો દેખાતી હોય, તો તે ખરાબ જાણવું.

૧૭૦ જેના શરીરના માંસ, હાડ સંધી બંધનથી શીથીલ ન હોય. મજબુત હોય તો તે માણસ ભાગ્યશાળી ને દીર્ઘાયુષ્વાળો થાય છે.

૧૭૨ જે માણુસનું શરીર મજબુત બાંધાવગરનું, લુખું, માંસ રહિત, મોટી મોટી નસો દેખાય, ઢીલા મોટા હાડ હોય તો તે દુઃખી થાય છે.

## પ્રકૃતિ.

૧૭૩ સાત્વીક પ્રકૃતિનો માણુસ દયાળુ, સત્યવક્તા, સ્થિર, સરલ, દેવગુરૂભક્ત, દુઃખ સુખમાં પણ ધૈર્યવાન હોય છે.

૧૭૪ રાજસી પ્રકૃતિવાળો માણુસ કાવ્ય બનાવવામાં પ્રવીણ, કુલવંત સ્ત્રીમાં રક્ત, પ્રાયે કરીને શુરવીર હોય છે.

૧૭૫ તામસી પ્રકૃતિવાળે માણુસ મૂર્ખ, નીદ્રાળુ, આળસુ, ને ક્રોધી હોય છે.

૧૭૬ હાથ, પગ, મસ્તક, સ્કંધ, છાતી, પેટ, કપાળ આ બધા જેના મોટા હોય તો તે પૂજનીય થાય છે.

૧૭૭ લાલ ચક્ષુવાળા માણુસને લક્ષ્મી છોડતી નથી, લાંબી ભુજાવાળાને અધીશ્વરપણું મળે છે. પુષ્ઠ શરીરવાળાને ખેતીનો ધંધો હોય, મંસથી પુષ્ટ માણસને સોભાગ્યપણું મળે છે.

## ચિન્હ.

૧૭૮ પુરૂષના જમણા ભાગમાં તલ, મસો, બીજું કાંઇ ચિન્હ હોય તો તે શ્રેષ્ટ ગણાય છે.

## પુરૂષ ભેદ.

૧૭૯ કામશાસ્ત્રમાં, સશક, વૃષભ, અને હય, આ પ્રમાણે ત્રણ પ્રકારના પુરૂષ કહ્યા છે, છ થી આઠ આંગુલ પ્રમાણ ઇન્દ્રિવાળાને શશક પુરૂષ કહે છે, નવ દશ અને અગીયાર આંગળની ઇંદ્રિવાળાને વૃષભ કહે છે, બાર તેર આંગળની ઇંદ્રિવાળાને હય પુરૂષ કહે છે. આ મુજબ સ્ત્રીઓ પણ ત્રણ પ્રકારની કહેલ છે. સમાન અંગુળની યોનીવાળી સ્ત્રી સાથે જો પુરૂષ લગ્ન કરે તો કલેશ વગર આનંદમાં જીંદગી બંનેની પસાર થાય છે.

## હસ્ત સંજીવન ગ્રંથના આધારે.

૧૮૦ પુરૂષનો જમણો હાથ ને સ્ત્રીનો ડાબો હાથ જોવાય છે, જમણા હાથના લક્ષણથી સંપૂર્ણ ફળ મળે છે. ડાબા હાથના લક્ષણથી કાંઇક ઓછું ફળ મળે છે.

૧૮૧ જે પુરૂષનો જન્મ અંધારા પક્ષમાં થયો હોય તો તેના ડાબા હાથના લક્ષણ જમણા હાથના જેવાજ ફળ આપે છે, માટે તેનો ડાબો હાથ જોવો. આથી કરી જમણો હાથ તથા ડાબો હાથ બન્ને જોવામાં ઉપયોગી છે.

૧૮૨ હરકોઈ સ્ત્રી પુરૂષના હાથમાં આયુષ્ય રેખા, વૈભવરેખા, અને પીતૃ રેખા, આ મુજબ ત્રણ રેખા હોય છે.

૧૮૩ ટચલી આંગળીની નીચે કરભથી આયુષ્ય રેખા નીકળે છે, અને તર્જની સુધી જાય છે. આયુષ્ય રેખાની નીચે બીજી, કરભના મૂળથી વિભવ રેખા નીકળે છે,

તેને માતૃ રેખા પણ કહે છે. ત્રીજી મણીબંધ–પોહોંચાથી પીતૃ રેખા નીકળે છે, આને જશ કે ગોત્ર રેખા પણ કહે છે.

૧૮૪ આયુ રેખા જેટલી આંગળી ઓળંગી જાય તેટલી પચીશી આયુષ્ય જાણવું. આયુષ્ય રેખામાંથી નીકળેલી પલ્લવ રેખા એટલે ઝીણી બારીક રેખા જેટલી આંગુળી તરફ જાય તેટલી ઘાત કે વિપદા ભોગવે છે. જેટલી ઝીણી રેખા મણીબંધ તરફ જાય તેટલી સંપત્તિ કે સુખ મળે છે.

૧૮૫ જે માણસની વિભવ રેખા અખંડ વેધ રહિત લાંબી હોય તો તે માણસ ખાનદાની વાળો તથા પ્રતાપી પુરૂષ થાય છે.

૧૮૬ આ વિભવ રેખામાંથી નીકળેલ જેટલી પલ્લવ રેખા આંગળી તરફ જાય તેટલા તેને શત્રુ થાય છે, જેટલી પલ્લવ રેખા અંગુઠા તરફ જાય તેટલા તેને મદદગાર મિત્રો થાય છે.

૧૮૭ અનામિકા બીજી આંગુળીના મૂળથી કાનષ્ટા પહેલી નાની આંગુળીનું મૂળ કાંઈક નીચું હોય તો તે બુદ્ધિમાન થાય છે, તેવીજ રીતે મધ્યમા આંગુળી ત્રીજી કરતાં તર્જની ચોથી આંગુળીનું મૂળ નીચું હોય તો તે બુદ્ધિવાન તથા

૧૮૮ ઉપદેશક થાય છે. અનામિકા આંગુળીની નીચે અને

આયુ રેખા ઉપર જેટલી ઉભી તથા આડી રેખા હોય તે પ્રમાણે તે ધર્મ, તથા શાસ્ત્ર જાણકાર થાય છે.

૧૮૯ કનીષ્ટા આંગુળી નીચે અને આયુ રેખા ઉપર જેટલી ઉભી રેખા હોય, તેટલું સુખ પ્રાપ્ત થાય છે.

૧૯૦ અનામિકા આંગુળીના નીચેના પર્વમાં જેટલી આડી રેખા હોય તે પ્રમાણે ઠકુરાઈ મળે અને ઉભી રેખા હોય તે પ્રમાણે ધર્મ શ્રદ્ધા પુષ્ટ હોય.

૧૯૧ મધ્યમા આંગુળીના નીચેના પર્વમાં જેટલી આડી તથા ઉભી રેખા હોય, તે પ્રમાણે ઠકુરાઈ તથા ધર્મ શ્રદ્ધા ઓછી જાણવી.

૧૯૨ અંગુઠાની નીચે તથા પિતૃ રેખાની સામે જેટલી આડી રેખા હોય તે પ્રમાણે આરામ શાન્તિ મેળવે છે.

૧૯૩ કનીષ્ટા આંગુળીની નીચેના બે પર્વમાં ઉર્ધ્વરેખા હોય તો તે સારી જાણવી.

૧૯૪ ડાબા હાથમાં પિતૃરેખા જેની નિર્દોષ સ્પષ્ટ હોય, તો તે દેવગતિમાંથી આવેલ છે એમ સમજવું.

૧૯૫ ડાબા હાથમાં વિભવ રેખા નિર્દોષ સ્પષ્ટ હોય, તો તે મનુષ્ય ગતિમાંથી આવેલ છે એમ જાણવું.

૧૯૬ ડાબા હાથની આયુષ્ય રેખા જેની નિર્દોષ સ્પષ્ટ હોય,

તો તે અધોગતિ—નરક કે તિર્યંચગતિમાંથી આવ્યો છે, એમ સમજવું.

૧૯૭ જમણા હાથમાં પિતૃરેખા જેની સ્પષ્ટ હોય તો તે દેવલોકમાં જવાનો છે તેમ જાણવું.

૧૯૮ જમણા હાથમાં વિભવ રેખા સ્પષ્ટ હોય તો તે મનુષ્ય ગતિમાં જશે અને આયુષ્ય રેખા સ્પષ્ટ હોય તો તે તિર્યંચગતિમાં જશે એમ સમજવું.

૧૯૯ જે પુરૂષના ડાબા હાથમાં, આયુષ્ય રેખાની ઉપર અને કનિષ્ટા અંગુલી નીચે સ્ત્રી રેખા હોય છે, અને તે રેખાના આગલા ભાગમાં દીક્ષા રેખા હોય છે. આ બે રેખામાં જે અખંડ અને નિર્દોષ સ્પષ્ટ હોય તો તે ફળને આપે છે.

૨૦૦ સ્ત્રીના જમણા હાથમાં આયુષ્ય રેખા ઉપર તથા કનિષ્ટા આંગુળીના મુળમાં પતિ રેખા હોય છે, અને તેના અગ્રભાગમાં દીક્ષા રેખા હોય છે. આ બેમાં જે રેખા સ્પષ્ટ તથા નિર્દોષ હોય તો તે ફળ આપે છે. બીજી રેખા બીજી રીતે જ્ઞાનાદિકમાં મદદ કરે છે.

૨૦૧ પુરૂષના ડાબા હાથમાં કનિષ્ટા આંગુળી તથા આયુષ્ય રેખા આ બેના વચમાં જે રેખા હોય છે, તેનાથી દીક્ષા, ધર્મ, તથા આબરૂનો વિચાર કરાય છે.

૨૦૨ જે પુરૂષના ડાબા હાથમાં આયુષ્ય રેખા અખંડ તથા

નિર્દોષ હોય તો તેને પોતાની સ્ત્રીની સાથે પ્યાર સારો રહે છે.

૨૦૩ ડાબા હાથની ચારે આંગુળીઓના વચલા પર્વમાં જેટલી ઉભી રેખા તેટલા દુશ્મન હોય, જમણા હાથની ચારે આંગળીઓના વચલા પર્વમાં જેટલી ઉભી રેખા હોય તેટલા મિત્રો થાય.

૨૦૪ હથેળીમાં ઘણા લક્ષણોમાંથી એકાદ સ્પષ્ટ, સારૂં, અગર ખરાબ હોય તો તે ઉમ્મર સુધી સારૂં અગર ખોટું ફળ આપે છે.

૨૦૫ જે પુરૂષના ડાબા હાથમાં વિભવ રેખા અખંડ, નિર્દોષ, લાંબી હોય તો તે મન વંચ્છિત ભોગ મેળવે છે.

૨૦૬ જે માણસના મણીબંધથી નીકળેલ ઉર્ધ્વરેખા અંગુઠાના મુળમાં જાય તો તેને રાજ્ય લાભ મળે છે. તેજ ઉર્ધ્વરેખા તર્જની આંગુળીને મળે તો રાજા, અગર દીવાન થાય, તેજ ઉર્ધ્વરેખા મધ્યમા આંગુળીને જઇને મળે તો આચાર્ય અથવા સેનાપતિ થાય છે, અને અનામિકા આંગુળીના મુળ સુધી જાય તો તે ધનવાન તેમજ ઘણા માણસનો પાલન કરનાર થાય, તેમજ કનીષ્ટા આંગુળીના મુળમાં મળે તો ઘણો આબરૂદાર તથા પૈસાપાત્ર બને છે.

૨૦૭ જે માણસના મણીબંધ–પહોંચામાં ત્રણ આડી જવના આકારવાળી રેખા પડી હોય, તો તે પ્રતાપી થાય.

તેમજ પાછળના ભાગમાં પણ ત્રણ રેખા પડી હોય તો તે પ્રતાપી રાજા થાય. બે જવ રેખા હોય તો દીવાન થાય, અને એક જવ રેખા હોય તો સામાન્ય સુખકારક છે.

૨૦૮ જે માણુસના જમણા હાથના અંગુઠાના મધ્યભાગમાં જવનો આકાર હોય તો તે માણુસ પૈસાદાર બને છે, તેમજ અંગુઠાના પાછલા ભાગમાં જવનો આકાર હોય તો તે સદા સુખી થાય છે.

૨૦૯ જે માણુસની અનામિકા આંગુળીના છેલ્લા પર્વ કરતાં કનીષ્ટા આંગુળી મોટી હોય તો તે પૈસાદાર બને છે. પર્વથી કનીષ્ટા આંગુળી નાની હોય તો પૈસાની જરા તંગી રહે છે.

૨૧૦ જે માણુસના જમણા પગમાં ૯ આંગુલ પ્રમાણુ લાંબી ઉર્ધ્વ રેખા પડી હોય તો તે નિશ્ચે કરી રાજા થાય, અગર નિર્ગ્રંથ મુનિ બને છે.

૨૧૧ જે માણુસના પગમાં વજ્ર; હળ, કમળનું ચિન્હ હોય તો તે રાજા થાય, અગર મુનિ થાય, પગમાં ચક્ર હોય તો તે મહાભાગ્યવાન બને છે.

૨૧૨ જે માણુસના પગના અંગુઠામાં, અગર આંગળીઓમાં જવનું ચિન્હ હોય તો તે પદવીધર બને છે.

૨૧૩ જે માણુસનું વીર્ય વજનદાર હોય તો તે પ્રતાપી અગર પંડિત થાય, જેનું વીર્ય જલદી પડે તો તે લાંબા આ-યુષ્યવાળો થાય છે.

૨૧૪ જે માણુસના કપાલમાં એક અગર બે રેખા આડી હોય, તો તેનું આયુષ્ય અલ્પ હોય, ત્રણ અથવા ચાર રેખા આડી લાંબી કપાલમાં હોય, તો તેનું લાંબુ આયુષ્ય થાય તથા ભાગ્યવાન બને છે.

૨૧૫ જે માણુસની આંખ કમળના જેવી સુંદર તથા ખુણા લાલ, કીકી શ્યામ, વચમાં ધોળી હોય તો તે ભોગ વિલાસી બને છે. આંખનો ધોળો ભાગ લાલ હોય તો તેને સ્ત્રી તરફથી આનંદ રહે છે.

૨૧૬ જે માણુસની આંખ હાથીના જેવી હોય તો તે સેનાપતિ થાય, કબુતરના જેવી હોય તો તે કામી, મોરના જેવી આંખ હોય તો ન સુખી ન દુઃખી, કાગડા તથા બોકડાના જેવી આંખવાળો પાપી થાય, લાંબી તથા ઉંડી આંખવાળો દીર્ઘાયુ, દીન આંખવાલો નિર્ધન. પાણીથી ભરી આંખ વાલો દરિદ્રી, અને એક આંખવાલો માયાવી થાય છે.

૨૧૭ બાહ્ય લક્ષણ કરતાં અભ્યન્તર લક્ષણ વાળો માણુસ ઉત્તમ છે. હીમંત, ધીરજ, સત્વવાન પુરૂષ સર્વથી શ્રેષ્ટ છે. બાહ્ય લક્ષણ સારાં ન હોય તો પણ સત્વવાન પુરૂષ ઉત્તમ હોય છે.

## પુરૂષનાં બત્રીસ લક્ષણ.

૨૧૮ જે માણુસના પાંચ વાના લાંબા, ૪ ટુંકા, ૪ બારીક,

૪ ઉંચા, ૭ લાલ, ૩ પહોળા, ૩ ઉંડા ૨ કાળા હોય તો તે પુરૂષ ૩૨ લક્ષણવાળો ગણાય છે,

૨૧૯ ભુજા, નેત્ર, આંગુળીઓ, જીહવા, અને નાસિકા આ પાંચ વાના લાંબા શ્રેષ્ઠ છે.

૨૨૦ પીઠનો ભાગ, કંઠ, પુરૂષ ચિન્હ અને જંઘા, આ ચાર નાના સારા છે, દાંત, ચામડી, નખ, તથા વાળ આ ચાર વાના બારીક–સૂક્ષ્મ હોય તો સારા છે.

૨૨૧ બગલ, સ્કંધ, મસ્તક અને પગ આ ચાર વાના ઉંચા સારા છે.

૨૨૨ હાથ પગના તળીયા, તાળવું, નેત્રના છેડા, જીહવા, નખ, અને હોઠ આ સાત વાના લાલ સારા છે.

૨૨૩ કપાળ, મોઢું, છાતી, આ ત્રણ પહોળા સારાં છે.

૨૨૪ નાભિ, સત્વ, અને સ્વર આ ત્રણ ઉંડા સારા છે.

૨૨૫ આંખની કીકી તથા કેશ આ બે શ્યામ સારા છે. આ મુજબ બત્રીશ લક્ષણ જેને હોય તે બત્રીશ લક્ષણો પુરૂષ જાણવો.

૨૨૬ આખા શરીરમાં મુખ શ્રેષ્ઠ છે, તેમાં નાસિકા શ્રેષ્ઠ છે, તેમાં પણ ચક્ષુ ઉત્તમ ગણાય છે. વર્ણોમાં સ્નેહ શ્રેષ્ઠ, સ્નેહ કરતાં સ્વર ઉત્તમ, અને સ્વર કરતાં સત્વ પરાક્રમ, તે ઉત્તમ ગણાય છે.

## વિવેક વિલાસમાંથી લક્ષણશાસ્ત્ર.

૨૨૭ હસ્ત રેખા જોવામાં પુરૂષનો જમણો હાથ અને સ્ત્રીનો ડાબો હાથ મુખ્યત્વે જોવાય છે.

૨૨૮ જે હાથ સ્પર્શ કરતાં ઉષ્ણ, લાલ, પરસેવા વગરનો માંસથી ભરપૂર, કોમળ, છીદ્ર વગરનો, સ્નિગ્ધ, તથા લાંબી આંગળીઓવાળો હોય તે હાથ ઉત્તમ જાણવો.

૨૨૯ લાલ હથેલીથી ધનવાન, નીલવર્ણ હથેળીથી દારૂડીયો, પીળી હથેલીથી વ્યભિચારી, કાબરચીત્રી હથેલીથી દરિદ્રી થાય છે.

૨૩૦ ઉંચી હથેલીથી દાતાર, ઉંડી હથેલીથી પિતાના દ્રવ્યથી રહીત, થાય. ઉંડી છતાં સારી રેખા હોય તો ધનવાન, ઉંચી નીચી હથેલીથી નિર્ધન માણસ બને છે.

૨૩૧ જો હાથની રેખા સૂક્ષ્મ, પાતળી, સ્નિગ્ધ–સ્નેહવાળી ગંભીર–ઉંડી, લાંબી, મધ સરખા ભુરા રંગવાળી, પાછી ન વળેલી, છીદ્ર વગરની હોય તો તે શ્રેષ્ઠ જાણવી.

૨૩૨ જે રેખાઓ છેદાએલી, ફાંટાવાળી, લુખી, આડી અવળી, સ્થાનભ્રષ્ટ થએલી, ખરાબ વર્ણની, વચમાં તૂટેલી, કાળી, નીલવર્ણી તથા પાતળી હોય તો તે અશુભ જાણવી.

૨૩૩ જે મનુષ્યના હાથની રેખા લાલ અને ઉંડી હોય તો

તે લક્ષ્મી આપે છે, મધ જેવા ભુરા રંગની રેખા હોય તો તે સુખ આપે, અને અખંડ, છેદાએલ ન હોય તો તે માણુસ સુખ સંપૂર્ણ પ્રાપ્ત કરે છે.

૨૩૪ ફાંટાવાળી રેખા કલેશ આપે, છેદાએલી રેખા જીવનનો સંશય કરાવે, કઠણ રેખા ખરાબ સ્ત્રી આપનારી, આડીઅવળી રેખાઓ વિનાશ કરનારી બને છે.

૨૩૫ મણીબંધ પાસેથી પિતૃ રેખા, કનિષ્ટા અંગુલીની નીચે કરભથી આયુષ્ય રેખા તથા ધન રેખા નીકળે છે. આ ત્રણે રેખાઓ તર્જની આંગુળી તથા અંગુઠાના વચમાં જાય છે. આ ત્રણે સંપૂર્ણ રેખા હોય અને પલ્લવ કે છેદ ન હોય તો તે ધણીનાં કુળ, ધન, અને આયુષ્ય સંપૂર્ણ હોય છે.

૨૩૬ જો, રેખામાં ખામી હોય તો તેટલી આયુષ્ય. ધન, અને કુલમ ખામી જાણવી.

૨૩૭ કરભના મૂળથી નીકળતી આયુષ્ય રેખા, જેટલી આંગુળીઓ ઉલંઘે તેટલી પચીશીઓ આયુષ્યની જાણવી.

૨૩૮ આયુષ્ય રેખામાંથી જીણા ફાંટા મણીબંધ તરફ જાય તો તે લક્ષ્મી, તથા જશને દેનારા છે, અને આંગુળીઓ તરફ જે જીણા ફાંટા જાય તો તે ઘાત, અપજશ અને કષ્ટને દેનારા જાણવા.

૨૩૯ વિભવ રેખા તથા પિતૃ રેખા આ બન્નેના મોઢા છેડે

મળી જાય તો તેનો ગૃહ કુટુંબ સારી રીતે ચાલે, પણ જો તે મોઢા મળેલ ન હોય તો ઘર ભંગ થાય. અગર સ્ત્રી સાથે અણબનાવ થાય.

૨૪૦ મણીબંધથી ઉંચે જતી રેખાને ઉર્ધ્વ રેખા કહે છે. તે પાંચ પ્રકારની છે.

૨૪૧ એક ઉર્ધ્વ રેખા મણીબંધથી નીકળી અંગુઠા સુધી જાય છે. આનાથી રાજ્ય તથા સુખ મળે છે.

૨૪૨ બીજી મણીબંધથી નીકળી તર્જની આંગુળી સુધી જાય છે, આથી રાજ્ય ઋદ્ધિ મળે. ત્રીજી માણીબંધથી નીકલી મધ્યમા આંગુળી સુધી જાય છે, આનાથી આચાર્ય પદવી, રાજા, અગર સેનાધિપતિ પદ મળે છે.

૨૪૩ ચોથી ઉર્ધ્વ રેખા મણીબંધથી નીકળી અનામીકા સુધી જાય છે, આનાથી મોટો ધનાઢ્ય સાર્થવાહ બને છે, અને પાંચમી ઉર્ધ્વરેખા કનીષ્ટા આંગુળી સુધી જાય છે, આનાથી શ્રેષ્ટી સારો પ્રતિષ્ઠાવાળો બને છે.

૨૪૪ કનિષ્ટા આંગુળીની નીચે, આયુષ્ય રેખાની ઉપર એ એની વચમાં સ્ત્રી રેખા હોય છે. જો આ રેખા સરલ, સીધી હોય તો તેને સ્ત્રી અનુકુલ સારી મળે છે, પણ વિષમ રેખા હોય તો એટલે ઉંચી નીચી રેખા હોય તો સ્ત્રી ખરાબ ચાલની મળે.

૨૪૫ મણાબંધ અને આયુ રેખાની વચમાં જે કરભ છે તેમાં

જેટલી સ્પષ્ટ મોટી રેખા તેટલા ભાઇ, અને અસ્પષ્ટ રેખા તેટલી બેનો તેને હોય છે.

૨૪૬ આ રેખાઓ જો ટુંકી અને અસ્પષ્ટ હોય તો તેટલા બેનભાઇઓ હયાત નથી, મરણ થયું જાણવું.

૨૪૭ અંગુઠાના મૂળ પાસે જેટલા જવ હોય, તેટલા પુત્ર જાણવા.

૨૪૮ અંગુઠાના મધ્યમાં જવ હોય તો વિદ્યા, જશ અને લક્ષ્મી મળે, તથા તેનો જન્મ શુકલ પક્ષમાં થયો જાણવો, ડાબા અંગુઠામાં જવ હોય તો કૃષ્ણ પક્ષમાં જન્મ થયો જાણવો.

૨૪૯ જેના હાથમાં મત્સ્ય, મગર, શંખ, કમળ, પૈકી કોઇ સ્પષ્ઠ ચીન્હ હોય તો તે માણસ સમુદ્રમાં મુસાફરી કરી ઘણું ધન લાવે છે.

૨૫૦ જેના હાથમાં સિંહાસન, સૂર્ય, નંદાવર્ત, ચંદ્ર, તોરણ છત્ર, તથા ચામરના ચિન્હો હોય તો તે ચક્રવર્તી રાજા બને છે.

૨૫૧ જેના હાથમાં વજ્રનું ચિન્હ હોય તો તે રાજા, દેવ મંદીરથી ધર્મીષ્ટ, શ્રીવત્સથી સુખી, પાલખી, રથ, ઘોડા, હાથી, અને બળદથી સેનાપતિ, શસ્ત્રથી અજેય રાજા, જહાંઝથી સોના રૂપા રત્નનો વેપારી તથા વહાણના વેપારી તરીકે નામના મેળવે છે.

૨૫૨ ગાયનું ચિન્હ હોય તો ગાયોનો સ્વામી, કમંડલ, ધ્વજ, કળસ અને સાથીઆના ચિન્હથી મહા સમૃદ્ધિવાન થાય.

૨૫૩ અનામિકા આંગુળીના નીચેના છેલ્લા પર્વ ઉપર રહેલી આડી રેખા પ્રભુતા અપાવનારી છે, અને તેજ અનામીકાની તળે ઉંચી ઉર્ધ્વ રેખા હોય તો તે ધર્મીષ્ટ બને છે. આ રેખાને ધર્મરેખા કહે છે.

૨૫૪ અંગુષ્ટ અને પિતૃ રેખા આ બેની વચમાં આડી રેખા હોય તો, તે પદવી અપાવનાર રેખા જાણવી. તેમજ મત્સ્ય, અને અંગુઠા વચ્ચે રહેલ રેખાઓને સંતતિ રેખા કહે છે.

૨૫૫ ચારે આંગુળીઓ ભેગી કરતાં તેમાં જો છીદ્ર ન દેખાય તો, તે પુરૂષ કૃપણ થાય, તથા દ્રવ્ય સંચય કરે, પણ છીદ્ર દેખાય તો તે દાતાર થાય છે.

૨૫૬ જેના નખ રાતા, સ્નિગ્ધ, અણીયાળા, ઉંચા અને આંગળીયોના છેલ્લા ટેરવાના અર્ધ ભાગથી નીકળેલા હોય તો સારા સમજવા, અને જો છીપના જેવા, ધોળા, કાળા, જાડા, અગ્ર ભાગમાં ફુટેલા, નીલવર્ણ, નિસ્તેજ, લુખા, અને વાંકા હોય તો તે ખરાબ જાણવા.

૨૫૭ અનામીકા આંગળીના છેલ્લા પર્વથી કનીષ્ટા આંગુળી વધારે લાંબી હોય તો ધન વૃદ્ધિ, તથા મોશાળ પક્ષનું સુખ સારૂં હોય છે.

૨૫૮ મણીબંધ—પોહોંચા ઉપર ત્રણ જવની પંક્તિવાળી રેખા હોય તો, રાજલક્ષ્મી મળે. તેમજ હાથની પાછળ તેજ જવ પંકિત હોય તો વિશેષ ધનવાન બને, બે જવની પંકિત હોય તો મંત્રી, પંડીત કે ધનવવાન થાય, અને એક જવ પંકિત હોય તો, તેના ભાગ્યમાં ધન અને જશ તો હોયજ, ઇતિ પુરૂષ લક્ષણ સમાપ્ત:

इतिश्री, श्रीमद् आचार्य महाराज श्री विजयकमलसूरीश्वर शिष्य-
रत्न योगनिष्ठ श्रीमद् आचार्य महाराज श्री विजय
केशरसूरीश्वर लघु भ्राता महोपाध्याय श्री देव-
विजय गणिना समूधृतः भूत भाविफल
सूचकः रेखादर्शनशास्त्रे पुरुष लक्षण
प्रबोधकः प्रथमोल्लासः समाप्तः

---

# શ્રી વિજય કમલ કેશર ગ્રંથ માળાના સર્વમાન્ય અપૂર્વ પુસ્તકો.

## લેખક તથા અનુવાદકઃ-શ્રીમદ્ આચાર્ય મહારાજ
## શ્રી વિજયકેશર સૂરીશ્વરજી મહારાજ.

### યોગ શાસ્ત્ર-આવૃત્તિ ૪ થી

સમર્થ જૈનાચાર્ય કળીકાળ સર્વજ્ઞ શ્રી હેમાચંદ્રાચાર્યશ્રીના મુળ ગ્રંથનુ આ ભાષાંતર છે.

યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, તથા સમાધિ વિગેરે અષ્ટાંગ યોગ, પીંડસ્થ, પદસ્થ, રૂપસ્થ અને રૂપાતીત ચાર પ્રકારના ધ્યાન, તથા અનેક વિદ્યાના ખજાનાથી ભરપુર આ પુસ્તક ગૃહસ્થથી માંડી ત્યાગી સુધીના સર્વ સ્થિતિ વાળા માટે ઉપયોગી છે.

૪૦૦ પૃષ્ટ ડેમી રેશમી પાકું પુંઠુ રૂ. ૨-૦-૦

**મલય સુંદરી ચરિત્ર** આવૃત્તિ ૪ થી. ૨૫૦૦ વર્ષ પૂર્વેની આ કથામાં સંપુર્ણ સુખમાં ઊછરેલી એક રાજકન્યાને પોતાનું શીલ વ્રત પાળવા માટે ખમવા પડેલા દુઃખોનું કરૂણાજનક બ્યાન છે.

એક વખત હાથમાં લીધા પછી પુસ્તક છોડવું ગમે નહીં એટલું તે રસીક છે. ચાર આવૃત્તિ થઇ ગઈ છે. એ તેનું પ્રમાણ પત્ર છે. પૃષ્ટ ૪૫૦ રેશમી પાકું પુંઠુ રૂ. ૧-૪-૦.

**શાન્તિનો માર્ગ.** આવૃત્તિ ૩ જી ત્રિવિધ તાપથી તપતા જીવોને પરમ શાંતિ મેળવવાનું આ અપૂર્વ સાધન છે. નામ તેવા ગુણ છે. તેમાં અધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા તથા વૃત્તિસંક્ષય યોગ વગેરે ધ્યાનોપયોગી વિષયોનું વિવરણ કર્યું છે. કીંમત. રૂ. ૦-૮-૦. પાકું પુંઠું છે.

---

# द्वितीय उल्लास

# स्त्री लक्षण.

## પગ તળીયું.

૧ જે સ્ત્રીના પગનાં તળીયા લાલ, ઉનાં, માંસથી ભરપુર મૃદુ, બરાબરસમાન, સ્નિગ્ધ, અને રૂડે પ્રકારે સ્થાપીત હોય, તો તે સ્ત્રી ભોગ તથા પ્રતિષ્ઠાને પ્રાપ્ત કરે છે.

૨ જે સ્ત્રીનું પગ તળીયું, લુખું, ખડબચડું, વિચિત્ર રંગવાળું હોય તો તે ભોગ રહિત બને છે. પગતળીયું કાળું હોય તો તે દુર્ભાગ્યને પામે છે, ધોળું તળીયું હોય તો તે દુઃખ પામે છે.

૩ જે સ્ત્રીના પગતળીયાં સુપડાના જેવા આકારવાળા, ધોળા અને વાંકા હોય તો તે સ્ત્રી નિર્ભાગી બને છે. શુષ્ક તળીયા હોય તો તે દરિદ્રી, ઉંચાનીચા તળીયા હોય તો તે શોકયવાળી, અને બરછટ તળીયા હોય તો તે દુઃખી થાય છે.

૪ જે સ્ત્રીના પગતળીયામાં ચક્ર, સ્વસ્તીક, શંખ, ધ્વજ અંકુશ, છત્ર, મીન-માછલી તથા મગરનું ચિન્હ હોય તો તે રાજ્ય પત્ની થાય.

૫ ઉપર કહેલ લક્ષણુમાંથી બે ત્રણ ચિન્હ હોય તો તે સ્ત્રી ઐશ્વર્ય-ઠકુરાઈ સારી મેળવે છે.

૬ જે સ્ત્રીના પગ તળીયામાં ઉર્ધ્વરેખા મધ્યમા આંગુળી પર્યંત જાય તો તે સ્ત્રી ધનવાનપતિને મેળવે છે, તથા પતિને પણ પ્રીય થાય છે.

૭ જે સ્ત્રીના પગ તળીયામાં ભેંસ, કુતરો, શીયાળ, ઉંદર, કાગ, ઘુવડ, સર્પ અને ઉંટનું ચિન્હ હોય તો તે દુઃખ પામે છે.

## પગનો અંગુઠો.

૮ જે સ્ત્રીના પગનો અંગુઠો માંસથી ભરપુર, ઉન્નત અને ગોળ હોય તો તે શ્રેષ્ટ છે, પણ ટુંકો, ચીપટો, વાંકો હોય તો તે સ્ત્રી કુળ ક્ષય કરનાર થાય છે.

૯ જે સ્ત્રીના પગનો અંગુઠો પોહોળો હોય તો તે વિધવા બને છે. થોડો ગોળ હોય તો દ્વેષ્ય-અપ્રીતિ ભાવ પામે, લાંબો અંગુઠો હોય તો તે સ્ત્રી પતિનો આદર-માન મેળવે છે.

## પગની આંગળીઓ.

૧૦ જે સ્ત્રીના પગની આંગળીઓ મૃદુ, લાલ, કમળના જેવી કોમળ, સરલ, મજબુત. ગોળ અને ઊંચી હોય તો તે સ્ત્રી ભોગનો લાભ મેળવે છે.

૧૧ ઘણી વાંકી આંગળીઓ દુર્ભાગ્યને આપે છે, પહોળી આંગળીઓ દાસીપણાને આપે છે, જાડી આંગળીયો

દુઃખ આપે છે, છૂટી તથા લુખી આંગળીયો દરિદ્રપણું આપે છે.

૧૨ જે સ્ત્રીના પગની આંગળીઓ પ્રથમ ગોળ, પછી પાતળી એકના ઉપર બીજી પરસ્પર ચડેલ હોય તો તે સ્ત્રી ઘણા પતિને મારી પછી નિશ્ચે કરી દાસી થાય છે.

૧૩ જે સ્ત્રી, જમીન ઉપર ચાલતાં ધૂળના રજકણો ઉડાડતી ચાલે તે સ્ત્રી કદાપી સારી નહી પણ સર્વસ્વ નાશ કરે છે.

૧૪ જે સ્ત્રીના પગની કનીષ્ઠા—નાનીઆંગળી ચાલતી વખતે જમીનને ન લાગે તો તે સ્ત્રી પતિને મારી બીજા પુરૂષથી રમે છે.

૧૫ જે સ્ત્રીના પગની અનામીકા—બીજી આંગળી જમીનને ન લાગે તો તે સ્ત્રી બે પતિને મારે છે તથા નિરંતર ક્લેશ કરનારી થાય છે.

૧૬ જે સ્ત્રીના પગની મધ્યમાં—ત્રીજી આંગળી પ્રમાણુથી નાની હોય તો તે સ્ત્રી પરાક્રમ કરનાર થાય,તથા તે આંગળી જમીનને ન લાગે તો તે સ્ત્રી ત્રણ પતિને મારે છે.

૧૭ જે સ્ત્રીના પગની પ્રદેશીની—ચોથીઆંગળી અંગુઠા પાસેની, અંગુઠા કરતાં મોટી હોય તો તે સ્ત્રી કુમારી અવસ્થામાંજ વ્યભીચારી બને છે.

## પગના નખ.

૧૮ જે સ્ત્રીના પગના નખ લાલ, તેજસ્વી, ઉંચાં, ગોળ, ચમકદાર અને સ્નિગ્ધ હોય તો તે શ્રેષ્ટ છે, પરંતુ તેથી જુદા પ્રકારના નખ સારા નહીં.

## પગની પાની.

૧૯ જે સ્ત્રીની પગની પાની, ચાલવાથી સરખી પડે તો તે સુખી હોય, તેજ પાની પહોળી પડે તો દુર્ભાગણી થાય, ઊંચી પાનીવાળી કુલટા થાય. દીર્ઘ–લાંબી પાનીવાળી દુઃખી થાય.

## પગના ચિન્હ.

૨૦ જે સ્ત્રી બેસતી વખતે ડાબો પગ પ્રથમ નીચો મૂકી બેસે તો તે સદા સુખ મેળવે છે, જમણો પગ પ્રથમ મૂકી બેસે તો તે દુઃખી જીંદગી કહાડે છે.

## યોની.

૨૧ જે સ્ત્રીની યોની પીપલના પત્ર આકારની, હાથીના સ્કંધ આકારની, પહોળી. ચંદ્રના આકાર જેવી, કાચબાની પીઠ જેવી હોય તો તે સ્ત્રી ઉત્તમ જાણવી.

૨૨ જે સ્ત્રીની યોની સ્નિગ્ધ, નરમ, થોડા વાળ જેના ઉપર છે તેવી. તથા માંસથી ભરપુર હોય તો તે સ્ત્રી પુત્રવાળી તથા રતીસુખ સૌભાગ્યને આપે છે.

૨૩ જે સ્રીની યોની જમણી બાજુમાં ઉંચી હોય તો તે પુત્ર ઉત્પન્ન કરે છે. પરંતુ ડાબી બાજુનો ભાગ

ઉન્નત—ઉંચો હોય તો તે સ્ત્રી, પુત્રીઓ ઉત્પન્ન કરનારી થાય છે.

## નાભિ.

૨૪ જે સ્ત્રીની નાભિ—ડુંટી ગોળ, ઉંડી, દક્ષિણાવર્ત હોય તો તે સ્ત્રી શ્રેષ્ટ છે.

૨૫ જે સ્ત્રીની નાભિ, કમળની કર્ણિકાની માફક વિસ્તારવાળી હોય તો તે સ્ત્રી સૌભાગ્ય તથા સુખ સંપદાને પામે છે.

૨૬ જે સ્ત્રીની નાભિ ઘણી ઉંડી હોય, યુવાનોના મનને હરણ કરનારી હોય તો તે પતિને ઘણી વાહાલી થાય છે.

૨૭ જે સ્ત્રીની નાભિ ડાબા આવર્તવાળી હોય તથા ડાબી બાજુએ નમેલી હોય તો તે સ્ત્રી દુર્ભગ, નિંદનીય, દાસીપણાને પામે છે.

## કુક્ષી

૨૮ જે સ્ત્રીની બગલ સુકુમાર, તથા પોહોળી હોય તો તે સ્ત્રી ઘણા પુત્રોને જન્મ આપે છે, દેડકાના જેવી બગલવાળી સ્ત્રી રાજપુત્રને જન્મ આપે છે.

૨૯ જે સ્ત્રીની બગલ અતિ ઉંચી અને વાળના આવર્ત સહિત હોય, તો તે સ્ત્રી સાધ્વી થઇ હોય તો પણ વ્યભીચારિણી દાસી થાય છે.

## ઉદર

૩૦ જે સ્ત્રીનું પેટ કોમળ, પાતળી ચામડી, સુંદર નાભિ-રોમ-વાળ રહિત હોય તો તે સ્ત્રી રાજાની પત્ની થાય છે. સ્ત્રીનું પેટ નાનું હોય તે પણ શ્રેષ્ટ છે.

૩૧ જે સ્ત્રીનું પેટ ઘડા જેવું, માંસ વગરનું, નસોયુક્ત હોય તો તે દુઃખ તથા ક્ષુધાથી પીડા પામે છે.

૩૨ જે સ્ત્રીનું પેટ લાંબું હોય તો તે સ્ત્રી સાસરાને મારે છે તથા જે સ્ત્રીનું લાંબુ પોહોળું પેટ હોય તો તે સ્ત્રી લાંબે કાળે પુત્રનો જન્મ આપે છે, તથા દુર્ભગ થાય છે.

## કેડનો મધ્ય ભાગ

૩૩ જે સ્ત્રીનો કેડનો મધ્ય ભાગ મુઠીમાં આવે તેવો નાનો હોય, તથા મોટા સ્તનના ભારથી દબાયેલ સુંદર હોય તો તે સ્ત્રી લક્ષ્મીને આપે છે.

૩૪ જે સ્ત્રીના મધ્ય ભાગ ઉપર ત્રણ વળય રેખા પડી હોય તો તે સ્ત્રી નિશ્ચે કરી સૌભાગ્યવતી થાય છે, અને રાજ્યગાદીને પ્રાપ્ત કરે છે.

## રોમરાજી-રૂંવાટી

૩૫ જે સ્ત્રીના હૃદયના છેડાથી નીકળેલી બારીક; સરલ રોમરાજી કાળી હોય તો તે સ્ત્રી ઉત્તમ ગણાય છે પણ તે રોમરાજી વાંકી, જાડી, પીળી, છીન્નભીન્ન હોય તો તે સ્ત્રી પ્રાયે કરી વિધવા તથા દુર્ભાગ્યને પામે છે.

## હૃદય.

૩૬ જે સ્ત્રીના હૃદય ઉપર વાળ ન હોય તેમજ કોઈપણ જાતનો ડાઘ, ફોલ્લા ન હોય, બરોબર મનોહર હોય તો તે સ્ત્રી સૌભાગ્યવતી તથા પતિપ્રિય થાય છે.

૩૭ જે સ્ત્રીનું હૃદય ભેદેલ હોય, તૂટયું ફૂટયું હોય, પોહોળું હોય, વાળ સહિત હોય તો તે સ્ત્રી પ્રથમ ધણીને મારી પછી વેશ્યા બને છે.

## છાતી.

૩૮ જે સ્ત્રીની છાતી માંસથી ભરપૂર, ઊંચી, લાંબી, નરમ નહીં, તેમ કઠણ નહીં, તેમ નસો પણ ન દેખાય, રોમ વગરની હોય, ૧૮ અઢાર આંગુલ પ્રમાણે છાતી હોય તો તે સ્ત્રી ઉત્તમ જાણવી.

૩૯ જે સ્ત્રીની છાતી ઊંચીનીચી હોય તો તે સ્ત્રી હિંસા કરનાર થાય, માંસ વગરની છાતીવાળી સ્ત્રી વિધવા બને છે, ઘણી પહોળી છાતીવાળી સ્ત્રી કંકાશ કરનાર થાય છે. છાતીમાં રોમ હોય તો તે સ્ત્રી ખરાબ સ્વભાવ વાળી બને છે.

## સ્તન.

૪૦ જે સ્ત્રીના સ્તન ગોળ, દઢ, પુષ્ટ, કઠણ તેમજ ઉન્નત હોય તો તે સ્ત્રી સુખ સૌભાગ્યને પામે છે.

૪૧ જે સ્ત્રીનો જમણો સ્તન ઉંચો હોય તો તે સ્ત્રી પ્રથમ ગર્ભમાં પુત્ર જણે છે. ડાબો સ્તન ઉંચો હોય તો પુત્રી

જાણે છે, ઉંચા નીચા સ્તન હોય તો તે સ્ત્રી સંતતિ રહિત થાય છે.

## સ્કંધ.

૪૨ જે સ્ત્રીના સ્કંધ ઉંચા, માંસથી ભરપુર, સારી રીતે રહેલા હોય તો તે સ્ત્રી ધન ધાન્ય સહિત ઘણા ભોગવાળી બને છે.

૪૩ જે સ્ત્રીના બંને સ્કંધો મૂળમાંથી કાંઇક ઊંચા હોય તો તે સ્ત્રી વાંજણી થાય છે, પણ જો તે સ્કંધ ઘણો પાતળો નહીં, ન મોટો, ન લાંબો હોય તો તે સ્ત્રી સુખ સૌભાગ્ય પામે છે.

૪૪ ઉંચા સ્કંધવાળી સ્ત્રી કુલટા થાય છે, જાડા સ્કંધવાળી સ્ત્રી ભાર વહન કરનાર થાય, ચક્ર સ્કંધવાળી સ્ત્રી વાંજણી થાય, રોમ સ્કંધવાળી સ્ત્રી દુઃખી થાય.

## ભૂજા.

૪૫ જે સ્ત્રીની ભૂજા શિરીષના પુષ્પની માફક કોમળ હોય તો તે ઉત્તમ જાણવી.

૪૬ જે સ્ત્રીની ભૂજા રોમવગરની અને ગુપ્ત છે હાડકાની ગાંઠ જેમાં, હાથીની સુંઢના આકારવાળી, નસો જેમાં દેખાય નહીં, આવી ભૂજાવાળી સ્ત્રી સૌભાગ્યને પામે છે.

૪૭ મોટા રોમવાળી ભૂજા હોય તો તે વિધવા થાય, નાની ભૂજા હોય તો તે દુર્ભાગીણી થાય, નસ સહિત ભૂજા હોય તો તે ક્લેશ પામે છે.

## હથેળી.

૪૮ જે સ્ત્રીની હથેળી, રોમ તથા નસ રહિત હોય, બહુ માંસવાળી હોય તો ત સ્ત્રી શ્રેષ્ટ છે, પણ જો તે હથેળી નીચી તથા સીસરી રૂક્ષ, ખડબચડી, વિવર્ણ હોય તો તે દુઃખ પામે છે.

## હસ્તરેખા.

૪૯ જે સ્ત્રીની હથેળીમાં બહુ રેખા હોય તો તે ધણીને મારે છે, અને જેના હાથમાં એક પણ રેખા ન હોય તો તે સ્ત્રી ભાગ્યહીણ દુર્ભાગ્ય થાય છે.

૫૦ જે સ્ત્રીના હાથમાં લાલ, પ્રગટ, સ્નિગ્ધ, ગંભીર, ગોળ અને બરોબર સંપૂર્ણ ત્રણ રેખા પડી હોય તો તે સ્ત્રી સંપૂર્ણ સુખ મેળવે છે.

૫૧ જે સ્ત્રીના હાથમાં મચ્છના જેવી આકૃતિ પડી હોય તો તે સ્ત્રી સૌભાગ્યવાળી થાય, સાથીઓ હથેળીમાં હોય તો ધનવાન બને છે, અને શ્રીવત્સનું ચિન્હ હથેળીમાં હોય તો તે રાજપત્ની તથા રાજમાતા થાય છે.

૫૨ જે સ્ત્રીના હાથમાં નંદ્યાવર્તનું ચિન્હ હોય તો તે ચક્રવર્તી રાજાની રાણી થાય છે.

૫૩ જે સ્ત્રીના હાથમાં રેખા, અંગુષ્ટાના મૂળથી નીકળી કનીષ્ટા—નાની આંગુળી સુધી જાય તો ત સ્ત્રી ભરથારને મારે છે, આ સ્ત્રી વિવાહને યોગ્ય નથી.

૫૪ જે સ્ત્રીના હાથમાં ત્રાજવાના આકારની રેખા પડી હોય તો તે વૈશ્યની સ્ત્રી થાય છે. ધૂસરૂં, હળ, સાંબેલાની આકૃતીવાળી રેખા પડી હોય તો તે ખેડુતની સ્ત્રી થાય છે.

૫૫ જે સ્ત્રીના હાથમાં હાથી, ઘોડા, બળદ, કમળ, પ્રાસાદ, અને ધનુષ્યના આકારની રેખા પડી હોય તો તે સ્ત્રી તીર્થંકરની માતા થાય છે.

૫૬ જે સ્ત્રીના ડાબા હાથની હથેળીમાં શંખ, ચક્ર, સમુદ્ર, નંદાવર્ત, છત્ર, માછલી કે કાચબાના આકારવાળી રેખા પડી હોય તો તે સ્ત્રી ચક્રવર્તીની માતા થાય છે.

૫૭ જે સ્ત્રીના હાથમાં ધ્વજા, તોરણ સિંહાસન, ચામર કલશ હોય અને મસ્તક ઉપર રેખા હોય તો તે સ્ત્રી વાસુદેવની માતા થાય છે.

૫૮ જે સ્ત્રીના હાથમાં શ્રીવત્સ, વર્ધમાન, અંકુશ, ગદા, ત્રિશુળની આકારવાળી રેખા પડી હોય તો, તેનો યશોવાદ ઘણો બોલાય છે.

૫૯ જે સ્ત્રીના હાથમાં દેડકો, કંકપક્ષી, શિયાળ, બળદ, કાગ, ઘુવડ, વિંછી, ગધેડો, ભેંસ, અને ઉંટના આકારવાળી રેખા પડી હોય તો તે સ્ત્રી દુઃખને પામે છે.

## હાથનો અંગુઠો.

૬૦ જે સ્ત્રીના હાથનો અંગુઠો સિધો, સ્નિગ્ધ, ગોળ, અને સુંદર હોય તો તે શ્રેષ્ટ છે.

## હાથની આંગળીઓ.

૬૧ જે સ્ત્રીની હાથની આંગળીઓ કોમળ, પાતળીચામડી વાળી, ક્રમે કરી ગોળ, અને સુંદર પર્વવાળી હોયતો તે સ્ત્રી શ્રેષ્ઠ છે.

૬૨ જે સ્ત્રીની આંગળીઓ ચપટી, પ્રગટ, લુખી, પાછળના ભાગમાં રોમ હોય, ખરબચડી, વાંકી, ઘણી નાની, કૃશ, અને છૂટી છૂટી પડેલ હોય તો તે સ્ત્રી દરિદ્રી થાય છે.

## નખ.

૬૩ જે સ્ત્રીના નખ ચીકણા, બંધૂકના ફુલ જેવા, શીખા-વાળા, ઉંચા, હોય તો તે શ્રેષ્ટ ગણાય, પણ લુખા, વાંકા, મોટા, સફેદ, વિચિત્ર રંગવાળા, છીપના જેવા શીખા વગરના હોય તો તે સ્ત્રી સૌભાગ્ય તથા ધનહીણ બને છે.

૬૪ જે સ્ત્રીના હાથ પગના નખ સફેદ હોય, ઉપર ધોળા બિંદુ હોય તો તે સફેદ નખ તથા બિંદુવાળી સ્ત્રી વ્યભીચારીણી તથા દુઃખી થાય છે.

## પીઠ.

૬૫ જે સ્ત્રીના વાંસાનો ભાગ સીધો, સારા આકારવાળો, રોમ વગરનો માંસથી ભરપૂર હોય તો તે સ્ત્રી સુખ સૌભાગ્યને દેનાર થાય છે.

૬૬ જે સ્ત્રીના વાંસાનો ભાગ વાંકો હોય તો તે દાસી થાય, લાંબી પીઠવાળી સ્ત્રી ધણીને મારે છે, નસવાળી પીઠ

હોય તો તે સ્ત્રી દુઃખી થાય, રોમવાળી પીઠ હોય તો તે વિધવા બને છે.

## ગ્રીવા.

૬૭ જે સ્ત્રીની ગ્રીવા–ડોક સરલ–સીધી હોય તો તે દીર્ઘાયુ થાય, જે સ્ત્રીની ગ્રીવા માંસથી ભરપુર હોય તો તે વિધવા બને, અને ઉંચી ગ્રીવાવાળી સ્ત્રી સુખ સૌભાગ્ય પામે છે.

૬૮ જે સ્ત્રીની ગ્રીવા માંસથી ભરપુર, અગર માંસ વગરની, નસ, તથા રોમ, તથા વાંકી ખરાબ ડોક હોય તો તે સ્ત્રી દુર્ભાગી થાય છે.

૬૯ જે સ્ત્રીની ગ્રીવા જાડી હોય તો તે વિધવા થાય, ચક્રના આકારવાળી ગ્રીવા હોય તો વાંજણી થાય, નસ તથા નાની ગ્રીવાવાળી સ્ત્રી દરિદ્રી થાય, પણ દીર્ઘ ગ્રીવા હોય તો તે કુલટા થાય છે.

## કંઠ.

૭૦ જે સ્ત્રીનો કંઠ માંસથી ભરપુર, ગોળ, ચાર આંગળ પ્રમાણ, ઉજ્વલ હોય તો તે સ્ત્રી આનંદ તથા ભોગને પામે છે.

૭૧ જે સ્ત્રીના કંઠને વિષે રૂડે પ્રકારે ત્રણ રેખા પડી હોય તો તે સ્ત્રી મોતી, રત્ન, સુવર્ણના ઘરેણાં પહેરનારી થાય છે.

## ગાલ.

૭૨ જે સ્ત્રીના ગાલ ગોળ, પુષ્ટ, ઉંચા તથા નિર્મળ હોય તો તે ઉત્તમ ગણાય છે, પણ કાન્તિ વગરના, રોમવાળા, લુખા, સ્વભાવથીજ નીચા, તથા કાળા હોય તો તે સ્ત્રી દુ:ખી થાય છે.

## મુખ.

૭૩ જે સ્ત્રીનું મુખ ગોળ, નિર્મળ, ચીકાશદાર, ચંદ્રમા જેવું સોમ્ય, માંસથી પુષ્ટ, સુગંધી હોય તો તે સ્ત્રી ભાગ્યવાન બને છે.

૭૪ જે સ્ત્રીનું મુખ તેના પિતાના જેવું હોય તો તે કલ્યાણકારી થાય છે, પરન્તુ ઘોડો, ઉંટ, ગધેડો, બીલાડી, સિંહ, બકરો, આના જેવું મુખ હોય તથા પહોળું નીચુ ફાટેલું દુર્ગંધવાળું મુખ હોય તો તે સ્ત્રી નીંદનીય થાય છે.

## હોઠ.

૭૫ જે સ્ત્રીના હોઠ લાલબિંબના ફળ જેવા ચીકણા હોય તો તે ઉત્તમ ગણાય છે, પરન્તુ ઉંચા, નીચા, લાંબા તુટેલ, પાતળા, લુખા હોય તો દુર્ભાગ્ય પણાને પામે છે. જે સ્ત્રીના હોઠ શ્યામ હોય તો તે સ્ત્રી વિધવા થાય, જાડા હોઠવાળી ઝઘડા કરનારી થાય, વિવર્ણ હોઠવાળી પ્રાયે દરિદ્રી થાય છે.

૭૬ જે સ્ત્રીનો ઉપરનો હોઠ અનુક્રમથી નમેલો, સુકોમળ, લાલ, ચીકણો, રોમવગરનો, કાંઇક મધ્યમાં ઉંચો હોય તો તે શ્રેષ્ટ ગણાય છે.

૭૭ જે સ્ત્રીનો ઉપરનો હોઠ પીલો, ઉંચો રોમવાળો, નાનો જાડો હોય તો તે સ્ત્રી વિધવા તથા કજીઆખોર થાય છે.

## દાંત.

૭૮ જે સ્ત્રીના દાંત ચીકણા બરાબર ઉંચા, નિર્મળ કુંદના પુષ્પ જેવા હોય તો તે સ્ત્રી સૌભાગ્ય તથા ઠકુરાઇ ભોગવે છે.

૭૯ જે સ્ત્રીના દાંત દુધના જેવા ઉજવળ, ઉપર નીચેના બધા સરખા બત્રીશ હોય તો તે રાજપત્ની થાય છે.

૮૦ જે સ્ત્રીના દાંત બંને પંક્તિમાં ઘણા નાના, ઘણા મોટા, ઘણા બારિક, જાડા, ઉંચા; નીચા, કાળા, છી-પના જેવા હોય તો તે દરિદ્રી બને છે.

૮૧ જે સ્ત્રીના દાંત નીચેના વધારે હોય તો તે માતાને મારનાર થાય છે. ઉપર નીચે છુટા છુટા દાંત હોય તો તે કુલટા થાય છે. ખરાબ દાંત હોય તો તે વિધવા થાય છે.

## જીવ્હા

૮૨ જે સ્ત્રીની જીભ ચીકણી, મૃદુ, સુંદર, લાલ, પાતળી હોય તો તે સ્ત્રી મીષ્ટાન્ન ખાનારી સૌભાગ્યવાન બને છે.

૮૩ જે સ્ત્રીની જીભ આગળના ભાગમાં પોહોળી, અંતના ભાગમાં સાંકડી, કાળી, ધોળી હોય તો તે સારી ન સમજવી.

૮૪ જે સ્ત્રીની જીભ ખડબચડી હોય તો તે પાણીથી મરણ પામે છે. કાંઈક ધોળી તથા લાલ જીભથી વિવાહને પામે છે. કાળી જીભથી કલહ કરનારી થાય છે.

૮૫ જે સ્ત્રીની જીભ માંસથી ભરપૂર હોય તો તે દરિદ્રી થાય છે, વિશાળ જીભથી શોકને પામે છે, ઘણી લાંબી જીભવાળી સ્ત્રી માંસ ભક્ષણ કરનારી થાય છે.

## તાળવું.

૮૬ જે સ્ત્રીનું તાળવું ચીકણું, કમળની કાન્તિ જેવું કોમળ તથા નિર્મળ હોય તો સારૂં છે. પણ શ્યામ, પુષ્ટ તાળવું હોય તો તે દુઃખ આપનાર થાય છે.

૮૭ જે સ્ત્રીનું તાળવું ધોળું હોય તો તે દરિદ્રી થાય, કાળું તાળવું હોય તો તે પતિ હીણ દુઃખી થાય, લુખું તથા મળવાળું તાળવું હોય તો તે સાધ્વી અગર પતિહીણ થાય છે.

## નાક

૮૮ જે સ્ત્રીની નાસીકાના અગ્રભાગમાં બે ભાગ પડેલા હોય તો તે સ્ત્રી દરિદ્રી થાય, નાની નાસીકા હોય તો દાસી થાય, ચપટી નાસીકાવાળી વિધવા તથા ક્રોધી થાય છે.

## નેત્ર

૮૯ જે સ્ત્રીના નેત્રો દુધના જેવા ધોળા રંગના, શોભાયમાન, જેના છેડા લાલ છે, અને કાળી છે તારા જેને વિષે એવા હોય તો તે ઉત્તમ જાણુવા.

૯૦ જે સ્ત્રીના નેત્રો નીલ કમળના પત્ર જેવા નિર્મળ, બારીક પાંપણુ તથા ચીકણું. સૂર્ય વિકાશી કમળ જેવા હોય તો તે સ્ત્રી સૌભાગ્યને ભોગવનારી થાય છે.

૯૧ જે સ્ત્રીના નેત્રો મૃગ, મોર, વરાહ, તથા સસલા જેવા તથા પોહોળા હોય, કમળના જેવા ઉજ્જવળ હોય તો તે સ્ત્રી શ્રેષ્ટ છે.

૯૨ જે સ્ત્રીના નેત્રો પીળાં હોય તો તે સ્ત્રી કામ વિષયમાં પ્રવીણુ થાય, અગર વ્યભીચારી થઇને વિધવાપણું પામે છે.

૯૩ જે સ્ત્રીના નેત્રો ગાયના રંગ જેવા બરાબર પીળાં હોય તો તે પીતા, સસરો. ભાઈ પુત્ર, મામો, તમામની સાથે વિષયથી જોડાય છે.

૯૪ જે સ્ત્રીના નેત્રો લાલ કમળ જેવા હોય તો તે પર પુરૂષની ઇચ્છા નીત્ય કરનારી થાય છે.

૯૫ જે સ્ત્રીની ડાબી આંખ કાણી હોય તો તે સ્ત્રી વ્યભીચારીણી થાય, જમણી આંખ કાણી હોય તો તે વાંઝણી થાય છે.

## પાંપણ

૯૬ જે સ્ત્રીની પાંપણ મજબુત, ચીકણી, કાળી, બારીક ઘણી પાસે પાસે હોય તો તે ઉત્તમ જાણવી, પણ બારીક છૂટી છૂટી, પીળી. જાડી, બકરાની કાન્તિ જેવી પાંપણ હોય તો તે સ્ત્રી ખરાબ જાણવી.

## ભ્રમર

૯૭ જે સ્ત્રીની બંને ભ્રમર ગોળ, કાળી હોય તો તે ઉત્તમ પણ કમળની માફક ઘેરાવા વાળી ભ્રમર સારી નહીં.

૯૮ જે સ્ત્રીની ભ્રમર નાની મૃદુ, રોમવાળી હોય તો તે સારી, પણ વિખરાએલ, પીળી, ગોળ, જાડી ખડબચડી રોમવાળી, સારી નહીં.

૯૯ જે સ્ત્રીની ભ્રમર નાની હોય તો તે ધનહીણ થાય, પરસ્પર મળેલી જાડી ભ્રમર વાળી સ્ત્રી, વ્યભીચારીણી બને છે, લાંબા વાળવાળી ભ્રમર હોય તો તે વાંઝણી થાય છે.

## કાન.

૧૦૦ જે સ્ત્રીના કાન લાંબા પોહોળા, મળેલા, અને સુંદર આવર્તવાળા હોય, તો તે સ્ત્રી ઉત્તમ ગણાય છે. પણ રોમવાળા, વાંકા, પાતળા, નસોવાળાકાનવાળી સ્ત્રી નિંદાપાત્ર થાય છે.

## કપાળ

૧૦૧ જે સ્ત્રીનું કપાળ રોમ રહીત, નસ રહિત અર્ધ ચંદ્રમાં જેવું હોય, તથા ત્રણ આંગળ પ્રમાણે હોય તો તે સ્ત્રી સૌભાગ્યપણાને પામે છે.

૧૦૨ જે સ્ત્રીના કપાળમાં પ્રગટ રેખા ન દેખાય, તથા સાથીયાના આકારથી કપાળ ભુષિત હોય તો તે ઉત્તમ જાણવી.

૧૦૩ જે સ્ત્રીનું કપાળ લાંબુ હોય તો તે દીયરને મારે છે, તેજ લલાટ, નસો તથા રોમ સહિત હોય તો તે ખરાબ ચાલની થાય છે.

## મસ્તક

૧૦૪ જે સ્ત્રીનું મસ્તક ઊંચું, ગોળ તથા હાથીના જેવું હોય તો તે સ્ત્રી સુખ સૌભાગ્ય, ઐશ્વર્ય સહિત રાજપત્ની થાય છે.

૧૦૫ જે સ્ત્રીનું મસ્તક જાડું હોય તોતે વિધવા બને છે, લાંબા મસ્તકવાળી વ્યભીચારીણી, ઉંચુનીચુ મસ્તક વડે દુઃખ, પોહોળા મસ્તકથી દુર્ભાગ્યવાળી બને છે.

## કેશ.

૧૦૬ જે સ્ત્રીના કેશ ભ્રમરની માફક શ્યામ, બારીક, ઉંચા ચીકણા, સુંદર હોય તો તે રાજપત્ની થાય છે.

૧૦૭ જે સ્ત્રીના વાળ આગળના ભાગમાં સંકુચાયેલ, ચીકણા, કાળા, કમળની માફક સુંદર હોય તો તે શ્રેષ્ટ, પણ આગળના ભાગમાં તૂટેલા, બારીક, લુખા, નાના, છૂટા છૂટા વિખરાયેલ, ઉંચાનીચા હોય તો તે સ્ત્રી દુઃખી થાય છે.

૧૦૮ ઘણા લાંબા તથા જાડા વાળવાળી સ્ત્રી પતિને મારે છે. તેમજ પીળા તથા સ્કંધ સુધી લાંબા વાળ હોય તો તે નિંદાપાત્ર થાય છે.

# તલ, મસાદિ વિચાર

૧૦૯ લાલ, કાળો, ધુમ્ર બિંદુ આકારે જે ચિન્હ હોય તેને મસક કે મસો કહે છે; તલના જેવો આકાર હોય તેને તલ કહે છે.

૧૧૦ બેભ્રમરની મધ્યમાં, લલાટની મધ્યે જે સ્રીને સુંદર મસક હોય તો તે રાજપત્ની થાય છે.

૧૧૧ જે સ્રીના ડાબા કપાળમાં લાલ મસો હોય તો તે મિષ્ટાન્ન ભોજી થાય છે.

૧૧૨ જે સ્રીના હૃદયમાં લાલ તલ, અગર બીજું કોઈ લાંછન હોય તો તે ધન ધાન્ય સહિત પતિને પ્રીય થાય છે.

૧૧૩ જે સ્રીના જમણા સ્તન ઉપર લાલ તલનું ચિન્હ હોય, તો તે સ્રી ચાર પુત્ર તથા ત્રણ પુત્રીનો જન્મ આપે છે.

૧૧૪ જે સ્રીના ડાબા સ્તન ઉપર તલનું ચિન્હ હોય તો તે સ્રી એક પુત્રનો જન્મ આપી વિધવા થાય છે.

૧૧૫ જે સ્રીની યોની પાસે લાલ તલ હોય, અગર યોનીની જમણી બાજુ તલ હોય, તો તે સ્રી રાજપત્ની તથા રાજમાતા થાય છે.

૧૧૬ જે સ્રીની નાસીકાના આગલા ભાગમાં નીલ વર્ણનો મસો હોય તો તે સ્રી પણ રાજપત્ની થઈ પુત્રનો જન્મ આપે છે.

૧૧૭ જે સ્ત્રીની નાસીકાના આગલા ભાગમાં કાળો તલ હોય તો તે સ્ત્રી પતિને મારે છે, અને વિશેષે કરી તે વ્યભીચારીણી થાય છે.

૧૧૮ જે સ્ત્રીની ડુંટીના નીચેના ભાગમાં તલ અગર મસો ચમકતો હોય, તો તે સ્ત્રી કલ્યાણને પ્રાપ્ત કરનારી થાય છે.

૧૧૯ જે સ્ત્રીના બે ગુલ્ફોને વિષે લાંછન તલ કે મસો હોય તો તે સ્ત્રી ધન ધાન્ય વગરની દુઃખીણી થાય છે.

૧૨૦ જે સ્ત્રીના ડાબા હાથમાં, કંઠમાં, કે શરીરમાં મસો, અગર તલ હોય તો તે સ્ત્રી પ્રથમ ગર્ભમાં પુત્રનો જન્મ આપે છે.

૧૨૧ જે સ્ત્રીને ડાબા ભાગમાં ચિન્હ કહ્યા, તે જમણા ભાગમાં હોય તો તે ખરાબ ફળ આપે છે.

૧૨૨ જે સ્ત્રીના કપાળમાં ત્રિશુળનું ચિન્હ હોય તો તે સ્ત્રી હજાર સ્ત્રીની સ્વામીની થાય છે.

૧૨૩ જે સ્ત્રીની હરીણના જેવી આંખ ગ્રીવા ઉદર અને જંઘા હોય તો તે સ્ત્રી દાસને ઘેર જન્મ પામી હોય તો પણ તે રાજપત્ની થાય છે.

૧૨૪ જે સ્ત્રીની મધના જેવી પીળી આંખ હોય, સ્નિગ્ધ અને શ્યામ અંગ હોય, રાજહંસ જેવી ગતિ તથા શબ્દ હોય તો તે સ્ત્રી, આઠ પુત્રોને જન્મ આપનારી તથા ધન ધાન્યને વૃદ્ધી કરનારી થાય છે.

૧૨૫ જે સ્ત્રીનો કેડનો ભાગ, તથા સ્તન, તથા કપાળ પુષ્ટ હોય તો તે સ્ત્રી સૌભાગ્યને પામે છે.

૧૧૬ જે સ્ત્રીનું તાળવું; નખ, જીભ્હા, હોઠ, હાથ, પગ નેત્ર, અને ગુહ્ય પ્રદેશ, લાલ હોય તો તે સ્ત્રી ધન ધાન્ય. યુક્ત થાય.

૧૨૭ જે સ્ત્રીના નયન, જઘન, છાતી કેડ યોની અને ઉદારતા બહુ વિસ્તારવાન હોય તો તે સ્ત્રી જગતમાં પૂજનીય થાય છે.

૧૨૮ જે સ્ત્રીના રોમ, શરીર કેશ કોમળ છે, તથા ક્રોધ જેનો અલ્પ છે, મૃદુ બોલનારી હોય, આવી સ્ત્રી પૂર્ણ ભાગ્યવાનને પ્રાપ્ત થાય છે.

૧૨૯ જે સ્ત્રીનું મુખ આંખ, ભુજા, કેશ અને આંગળીઓ લાંબી હોય તો તે સ્ત્રી દીર્ઘાયુ, તથા સુખને પામે છે.

૧૩૦ જે સ્ત્રીનું મુખ, સ્તન સાથળ, જાનુ ગુલ્ફ ડોક નાભી અને મસ્તક ગોળ હોય તો તે ભાગ્યશાળી બને છે.

૧૩૧ જે સ્ત્રીના મણીબંધમાં તથા કંઠે ત્રણ રેખા પૂર્ણ હોય તો તે સ્ત્રી રાજપત્ની થાય છે.

૧૩૨ જે સ્ત્રીનું શરીર તપાવેલ લોઢા જેવું સુંદર હોય, પાતળી શરીરની ચામડી હોય, શરીરના બધા અવયવો કોમળ તથા સુંદર હોય તો તે સ્ત્રી પ્રાયે કરી લક્ષ્મી ઘણી ભોગવે છે.

## સ્ત્રીના ભેદો.

૧૩૩ જગતમાં ચાર પ્રકારની સ્ત્રીઓ છે. પદ્મણી, હસ્તીની, શંખીણી, ચિત્રિણી, આ ચારનાં લક્ષણ બતાવે છે.

## પદ્મણી.

૧૩૪ જે સ્ત્રીનો સુંદર, સ્નિગ્ધ, અને શ્યામ રંગ છે, તિલના પુષ્પ જેવી સુંદર નાસીકા છે, કેડમાં ત્રણ વળયા પડેલા છે, ગોળ સ્તન છે, ચીકણા શ્યામ કેશ છે, કમળના જેવું મુખ છે, મધના જેવો ગંધ છે, કમળના જેવા લોચન છે, પ્રીયાલાપ, બિંબના જેવા હોઠ છે, હંસના જેવી ગતિ છે, ધર્મ ઉપર પ્રીતી છે, આવી સ્ત્રીને પદ્મણી કહે છે.

## હસ્તીની.

૧૩૫ જે સ્ત્રીના મોટા દાંત, સુંદર કમ્મર, ગદગદ બોલનાર, મદે કરી સહિત, ચંચળ, નાના છે સાથળ, ભુજા, ગ્રીવા, જંઘા, તથા વાજા ગાયનમાં પ્રીતીવાળી, સુંદર રંગવાળા કેશ, માંસથી ભરપુરગાલ; તથા સ્તન જેના ઉંચા છે હાથીની માફક જેની ચાલ છે, આવી સ્ત્રીને હસ્તીની કહે છે.

## શંખીણી.

૧૩૬ જે સ્ત્રીના ઊંચા નીચા સ્તન છે, કમળતંતુ જેવો ગંધ છે, હાથનો પંજો, સાથળ; નાક, અને નેત્ર જેના લાંબા છે, નાના તથા પાતળા જેના વાળ છે, તેજસ્વી જેનો સ્વભાવ છે. તથા શંખના જેવા જેના દાંત છે, આવી સ્ત્રીને શંખીણી કહે છે.

## ચિત્રિણી.

૧૩૭ જે સ્ત્રીના સ્તન ઘણા મોટા, અનેક પ્રકારના વસ્ત્રને પહેરવાની ઇચ્છાવાળી, બોલવામાં ચપળ, ખારના જેવા

ગંધવાળી અને વિચિત્ર આંખવાળી, આવી સ્ત્રીને ચિત્રિણી કહે છે.

## સ્ત્રીના ભેદના ભેદ.

૧૩૮ સ્ત્રીના મુખ્ય ચાર ભેદ છે. ૧ પદ્મણી, ૨ હસ્તીની, ૩ ચિત્રિણી અને ૪ શંખીણી. આ દરેકના પાછા ચાર ચાર ભેદ કરતાં કુલ સોળ ભેદ થાય છે, નામ તો ઉપર મુજબ ચારજ છે.

## ગંધ.

૧૩૯ કમલના જેવી ગંધવાળી પદ્મણી, મધના જેવી ગંધવાળી હસ્તીની, વિચિત્ર ગંધવાળી, ચિત્રિણી, માછલા જેવી ગંધવાળી શંખીણી હોય છે.

## શરીર શોભા.

૧૪૦ મુખના શોભાવાળી પદ્મણી, ગતી શોભાવાળી હસ્તીની, સાથળની શોભાવાળી ચિત્રિણી, સ્તનની શોભાવાળી શંખીણી હોય છે.

## ગતિ

૧૪૧ હંસની માફક પદ્મણી ચાલે છે. હાથીની માફક હસ્તીની, હરિણની માફક ચિત્રીણી, ગધેડાની ચાલ જેવી શંખીણી ચાલે છે.

## દાંત.

૧૪૨ કોમળ દાંતવાળી પદ્મણી, જાડા દાંતવાળી હસ્તીની, સૂક્ષ્મ દાંતવાળી ચિત્રિણી, લાંબા દાંતવાળી શંખીણી હોય છે.

## કેશ.

૧૪૩ સુંવાળા કેશવાળી પદ્મણી, જાડા કેશવાળી હસ્તીની, સુક્ષ્મ કેશવાળી ચિત્રિણી, ખરસઠ કેશવાળી શંખીણી હોય છે.

## નેત્ર

૧૪૪ મોટા નેત્રવાળી પદ્મણી, નાના નેત્રવાળી હસ્તીની, સૂક્ષ્મ નેત્રવાળી ચિત્રીણી, પીળા નેત્રવાળી શંખીણી હોય છે.

## સ્તન.

૧૪૫ પોહોળા સ્તનવાળી પદ્મણી નાના સ્તનવાળી હસ્તીની, ઉર્ધ્વ ઉંચા સ્તનવાળી ચિત્રીણી, લાંબા સ્તનવાળી, શંખીણી હોય છે.

## નિદ્રા

૧૪૬ અલ્પ નિદ્રાવાળી પદ્મણી, ગાઢ નિદ્રાવાળી હસ્તીની, કૃશ નિદ્રાવાળી ચિત્રીણી, લાંબી નિદ્રાવાળી શંખીણી હોય છે.

## આહાર.

૧૪૭ અલ્પ આહારવાળી પદ્મણી, ઘણા આહારવાળી હસ્તીની, સાફસુફ કરી આહાર કરનારી ચીત્રિણી, લાંબા કાળ સુધી આહાર કરનારી શંખીણી હોય છે.

## કામ વિકાર.

૧૪૮ અલ્પકામની ઇચ્છાવાળી પદ્મણી, ગાઢ કામની ઈચ્છાવાળી હસ્તીની, વિચિત્ર કામની ઇચ્છાવાળી ચિત્રીણી, લાંબા કાળ સુધી કામની ઈચ્છા કરનાર શંખીણી હોય છે.

## પરસેવો.

૧૪૯ અલ્પ પરસેવાવાળી પદ્મણી, ઘણા પરસેવાવાળી હસ્તીની, મધ્યમ પરસેવાવાળો ચિત્રીણી, લાંબા કાળ પરસેવાવાળી શંખીણી હોય છે.

## ક્રોધ.

૧૫૦ ક્રોધ વગરની પદ્મણી, ક્રોધવાળી હસ્તીની, અલ્પ ક્રોધ વાળી ચિત્રીણી લાંબા ક્રોધવાળી શંખીણી, હોય છે.

## પ્રિય વસ્તુ

૧૫૧ પુષ્પ પ્રિય પદ્મણી, મોતી પ્રીય હસ્તીની, આભુષણ પ્રીય ચિત્રીણી, કલહ પ્રીય શંખીણી હોય છે.

## હસ્ત લક્ષણ.

૧૫૨ કમળના જેવા હાથવાળી પદ્મણી શંખના જેવા હાથવાળી હસ્તીની, મગરમચ્છના જેવા હાથવાળી ચિત્રીણી, માછલાના જેવા હાથવાળી શંખીણી હોય છે,

## સામાન્ય ભેદ.

૧૫૩ સારા અને ખરાબ લક્ષણથી સ્ત્રીઓ બે પ્રકારની શુભ, અને અશુભ કહે છે.

## શુભ સ્ત્રી.

૧૫૪ જે સ્ત્રીનું મુખ ચંદ્રમા જેવું છે, ઉદય પામતા સૂર્ય જેવી જેની કાન્તિ છે, પોહોળું જેનું મોઢું છે, લાલ જેના હોઠ છે, આવી સ્ત્રી ઉત્તમ શુભ કહેવાય છે.

## લક્ષણ.

૧૫૫ જે સ્ત્રીના ડાબા હાથમાં અંકુશ, કુંડળ, ચક્ર, હોય તો તે રાજપત્ની થાય છે, અને પુત્રનો જન્મ આપે છે.

૧૫૬ જે સ્ત્રીના હાથમાં પ્રાકાર–કોટ તથા તોરણના આકારની રેખા પડી હોય તો તે દાસના કુળમાં જન્મી હોય, તોપણ રાજપત્ની થાય છે, તેમજ મંદિર, કમળ, ચક્ર, કળશ તોરણ તથા છત્ર, હોય તોપણ તે રાજપત્ની થાય છે.

૧૫૭ જે સ્ત્રીના હાથના તળીયામાં મોરપીછનું છત્ર દેખાય તો તે રાજપત્ની થાય, તથા પુત્રની સાથે અનેક પ્રકારે વૃદ્ધિ પામે છે.

૧૫૮ જે સ્ત્રીનું શરીર કોમળ, હરણની જેવી આંખો, ડોક, તથા ઉદર હોય, તેમજ રાજહંસ જેવી ગતિ હોય તો તે સ્ત્રી રાજપત્ની થાય છે.

૧૫૯ જે સ્ત્રીના કેશ વળેલા, મુખ ગોળ, નાભી દક્ષિણાવર્ત હોય તો તે સ્ત્રી પ્રીતીનું ભાજન થાય છે.

૧૬૦ જે સ્ત્રીની આંગળીઓ લાંબી હોય, કેશ લાંબા હોય તો તે સ્ત્રી લાંબા આયુષ્યવાળી તથા ધન ધાન્યથી વૃદ્ધિ પામેછે

૧૬૧ જે સ્ત્રીના લલાટમા હસતી વખતે સાથીયાનો આકાર પડે, તો તે સ્ત્રી હજાર વાહનની અધીપતિ બને છે.

૧૬૨ જે સ્ત્રીના ડાબા પડખે, ગળે, અને બંને સ્તન ઉપર મસો, અગર તલનું લાંછન હોય, તો તે સ્ત્રી પ્રથમ ગર્ભમાં પુત્રનો જન્મ આપે છે.

૧૬૩ જે સ્ત્રીના શરીરે પરસેવો, રોમરાજી, નિદ્રા, અને ભોજન અલ્પ હોય, તો ત સ્ત્રી ઉત્તમ જાણવી.

૧૬૪ જે સ્ત્રીની જંઘા, સ્તન, અને હોઠ, ઉપર રોમ હોય તો તે સ્ત્રી જલદી વિધવા બને છે,

૧૬૫ જે સ્ત્રીના વાંસા ઉપર આવર્ત હોય તો તે પતિને મારે છે, હૃદય ઉપર આવર્ત હોય તો તે પતિવૃતા થાય છે. કેડ ઉપર આવર્ત હોય તો તે સ્વચ્છંદી થાય છે.

૧૬૬ જે સ્ત્રીનું લલાટ, ઉદર, અને યોની, પોહોળી હોય, તો તે સ્ત્રી અનુક્રમે સસરો, દીયર, તથા પાતને મારે છે.

૧૬૭ કાળી જીવ્હાવાળી, લાંબા હોઠવાળી, પીળી આંખવાળી, ઘરઘર અવાજવાળી, ઘણી ગૌરવર્ણી, અને ઘણી કાળી આ છ જાતની સ્ત્રીઓ ત્યાગવા યોગ્ય છે.

૧૬૮ જે સ્ત્રીના પગની તર્જની, તથા મધ્યમાઆંગળી, અંગુઠા કરતાં અધિક હોય, તો તે સ્ત્રી દુઃશીલા બને છે, તેમજ જે સ્ત્રીની અનામીકા તથા કનીષ્ટા આંગળી ચાલતી વખતે જમીનને ન અડે તો તે સ્ત્રી કુંવારાપણામાંજ વ્યભીચારીણી બને છે.

૧૬૯ જે સ્ત્રીનો કાગડા જેવો સ્વર હોય, તથા કાગડા જેવી જંઘા હોય, વાંસાપર રોમ હોય, મોટા દાંત હોય, તો તે સ્ત્રી દશ માસે પતિને મારે છે, એમાં શંશય નથી.

૧૭૦ જે સ્ત્રીના લોચન, કેશ, રોમરાજી, અને શરીરના અવયવ પીળા હોય, તો તે સ્ત્રી સારી ગણાતી નથી.

૧૭૧ જે સ્ત્રીની આંખો, મુખ, કેશ. કાન, અને આંગળીઓ ઘણી વિશાળ હોય, તો તે સ્ત્રી પ્રાયે કરી પતિને મારે છે.

૧૭૨ જે સ્ત્રીની આંખો, અંગ, નખ, રોમરાજી, હોઠ, તાળવું, જીભ, કાળા હોય તો તે સ્ત્રી ચોકસ ખરાબ ચાલની થાય.

૧૭૩ જે સ્ત્રીનું કપાળ, હોઠ, ડોક, નાસિકા, સ્તન તથા યોની માંહેની કળી ઘણી લાંબી હોય તો તે સારો નહીં.

૧૭૪ સૂતી વખતે જે સ્ત્રીના મુખમાંથી લાળ પડતી હોય, તથા આંખ જરા ખુલી રહેતી હોય તો તે સ્ત્રી વ્યભીચારીણી થાય છે.

૧૭૫ જે સ્ત્રીના હસવા વખતે આંખોમાંથી જોરથી આંસુ પડે, તથા મુખમાંથી લાળ પડે, તો તે સ્ત્રી સારી ચાલની હોતી નથી.

૧૭૬ જે સ્ત્રીનો શ્વાસ, મુત્ર, શરીર, અને રજ એકી સાથે દુર્ગંધવાળા હોય, તો તે સ્ત્રી કુલનો નાશ કરનાર જાણવી.

કદાચ કોઇપણ સારાં લક્ષણ પડયાં હોય તો પણ તે ખરાબ જાણવી.

૧૭૭ જે સ્ત્રીના હસવા વખતે બે બગલની અંદર ખાડા પડી જાય, તેમજ જેના નેત્ર અત્યન્ત ચપળ હોય, તો તે સ્ત્રી કુલટા બની પતિને મારે છે.

૧૭૮ જે સ્ત્રીના ચાલવાથી સ્વભાવિક વસ્ત્ર ફટફટ થયા કરે તો તે સ્ત્રી સારી નહીં.

૧૭૯ જે સ્ત્રીના ચાલવા વખતે શરીરના બધા હાડકાના સંધીબંધનો જુદા પડે તો તે સ્ત્રી પોતાના પુત્રને પણ પતિ કરવાની ઇચ્છાવાળી હોય છે.

૧૮૦ જે સ્ત્રી કામ વગર ફરવાવાળી, આંખ ચલાવવાવાળી, ઘણી વાતો કરવાવાળી, હોય તો તે સ્ત્રી ત્યાગવા યોગ્ય છે.

૧૮૧ જે સ્ત્રીનું મુખ ઘણું નાનું હોય તો તે સ્ત્રી ધુર્ત બને છે; લાંબા મુખવાળી સ્ત્રી દુઃખીણી થાય છે, સૂકા તથા વાંકા મુખવાળી સ્ત્રી સૌભાગ્ય તથા સુખથી હીણ થાય છે.

૧૮૨ જે સ્ત્રીના શરીર ઉપર પીળી, ગોળ રોમરાજી હોય તો તે ઉંચ કુળમાં ઉત્પન્ન થઈ હોય તો પણ તે વેશ્યા થાય છે.

૧૮૩ જે સ્ત્રી ઘણી નાની, ઘણી મોટી, ઘણી પાતળી, તથા ઘણી જાડી હોય તો તે સ્ત્રી રૂપવાન હોય તોપણ અનીષ્ટ દેનાર થાય છે.

૧૮૪ જે સ્ત્રીનું અંગ વીકળ હોય, રોગી, સુકા શરીરવાળી,

કુબડી, નીચ કુળમાં ઉત્પન્ન થયેલી, આવી સ્ત્રી રૂપ-
વાન હોય તોપણ ત્યાગ કરવા લાયક છે.

૧૮૫ જે સ્ત્રી રાત્રિએ નિદ્રામાં દાંત કરડે તથા કાંઈપણ લવે
તે સ્ત્રી કદાચ લક્ષણવાળી હોય તોપણ સારી ન જાણવી.

૧૮૬ જે સ્ત્રીનું મુખ, આંખ, સ્વર, જંઘા, તથા ગતિ કાગ-
ડાના જેવી હોય, તો તે સ્ત્રી દુઃખી તથા દરિદ્રી થાય છે.

૧૮૭ જે સ્ત્રી નિરંતર ક્રોધી હોય, સ્તબ્ધ શરીરવાળી,
ચપળ, લાંબી ભુજાવાળી, ઘણા પાતળા હાથવાળી,
આવી સ્ત્રી કદાપિ મંગળ કરનારી થતી નથી.

૧૮૮ જે સ્ત્રીના હાથ પગના આંગળા પરસ્પર મળેલા,
અંગુઠા વગરના હોય તો તે સ્ત્રી અલ્પાયુષવાળી તથા
દરિદ્રી બને છે.

૧૮૯ જે સ્ત્રીનું વાંદરા જેવું મુખ, નેત્ર, નાસીકા. કમર, કાન,
તથા વાળ હોય, તો તે સ્ત્રી પ્રાયે કરી ઉલટા કાર્ય
કરવાવાળી થાય છે.

૧૯૦ જે સ્ત્રીનું નામ પર્વત, પક્ષી, નદી, વૃક્ષ, લતા, ગુલ્મ,
નક્ષત્ર અને ગ્રહના નામ ઉપર પડેલ હોય તો તે
સ્ત્રી પોતાની ઈચ્છાએ ચાલનાર થાય છે, પતિને ચાહ-
નાર થતી નથી.

૧૯૧ જે સ્ત્રીનું નામ ઈન્દ્ર, દેવ, દૈત્ય, પુરૂષ. આકાશ તથા
તીર્થંકર, આવા નામ ઉપર પડેલ હોય તો તે સ્ત્રી
પ્રાયે કરી વેશ્યા બને છે.

## સ્ત્રીઓના જુદી રીતે ભેદો.

૧૯૨ સ્ત્રીઓ, મૃગી, વડવા, અને હસ્તીની આ મુજબ ત્રણ પ્રકારની કહેલ છે.

૧૯૩ જે સ્ત્રીની યોની ૬ થી ૮ આંગુલની કમળની કળી જેવી હોય, તો તે સ્ત્રી મૃગી કે હરીણી કહેવાય છે.

૧૯૪ જે સ્ત્રીની યોની ૯–૧૦–૧૧ આંગુલની હોય, તો તે સ્ત્રી વડવા કહેવાય છે, તથા ૧૨–૧૩ આંગુલની યોનીવાળી સ્ત્રીને કરીણી કહે છે.

૧૯૫ પ્રાયે કરીને મૃગી વડવા અને કરીણી, આ ત્રણ જાતની સ્ત્રીઓને મૃગાદિ પુરૂષો સાથે પ્રીતી સારી રહે છે, અર્થાત્ પ્રથમ જે ત્રણ પ્રકારના પુરૂષો કહ્યા તેની સાથે અનુક્રમે લગ્ન કરે તો પરસ્પર પ્રીતિ સારી રહે છે.

૧૯૬ સ્ત્રીઓને ગર્ભ ધારણ કરવાના અવસરે રજ–રૂધિર અધિક હોય તો તે પુત્રીનો જન્મ આપે છે, વિર્ય અધિક હોય તો તે સ્ત્રી પુત્રનો જન્મ આપે છે, રજ તથા વિર્ય સરખું હોય તો તે સ્ત્રી નપુંસકનો જન્મ આપે છે.

૧૯૭ જે સ્ત્રીનું મુખ ગોળ અને કેશ લાંબા હોય તો તે ઉત્તમ સ્ત્રી જાણવી, શરીર ઉપર રોમરાજી ઓછી હોય તો તે સ્ત્રી પૈસાપાત્ર થાય છે.

૧૯૮ નાના કપાળવાળી સ્ત્રી સારી ન જાણવી, મોટા કપાળ-વાળી સ્ત્રી સુખી થાય છે.

૧૯૯ જે સ્ત્રીની ડાબી બાજુએ તલનું ચિન્હ હોય તો તે સ્ત્રી

સારૂ માન પામે છે, ઘણી લાંબી કે ઘણી ઠીંગણી સ્ત્રીઓ પોતાના ધણીનો હુકમ ગાનતી નથી, આથી તેઓ દુઃખી થાય છે.

૨૦૦ જે સ્ત્રીનું નાક નાનું અને સુંદર હોય, તો તે સ્ત્રી સુખી જીંદગી ભોગવે છે, જેના નાક ઉપર તલનું ચિન્હ હોય તો તે પતિનું સુખ ઓછું ભોગવે છે.

૨૦૧ બીલાડીના જેવી આંખવાળી સ્ત્રી ઘણી ખરાબ જાણવી.

૨૦૨ જે સ્ત્રીને દાઢી અગર સ્તન ઉપર વાળ ઉગે તો તે સ્ત્રી પતિ સુખ રહિત થાય છે.

૨૦૩ જે સ્ત્રીના શરીર ઉપર વાળ થોડા, નિદ્રા થોડી, પરસેવો થોડો, તે પદ્મણી સ્ત્રીનાં લક્ષણ છે, તે ઉત્તમ છે.

૨૦૪ જે સ્ત્રીના સ્તન ગોળ હોય પાતળા લાલ હોય તો તે સદા સુખી રહેછે, નાભિ ઉંડી હોય તો તે સ્ત્રી પૈસાપાત્ર થાયછે.

૨૦૫ જે સ્ત્રીને હસતી વખતે ગાલ ઉપર ખાડો પડે તો તે સ્ત્રી કાયમ બીજાની તાબેદારી કરનારી બને છે.

૨૦૬ કોયલના જેવી કંઠવાળી સ્ત્રી મોટા ભાગ્યવાળી તથા પૈસાપાત્ર બને છે, અને જયાં જાય ત્યાં માન પામે છે. જે સ્ત્રીના દાંત નાના હોય, પાતળા હોય તો તે હંમેશ મીઠા ભોજન જમનાર થાય છે.

૨૦૮ જે સ્ત્રીના સ્તન ઉપર તથા મૂછની જગ્યાએ વાળ ઉગે તો તે સ્ત્રી જલદી વિધવા બને છે

૨૦૯ જે સ્ત્રીના પગની તર્જની આંગળી, અંગુઠાથી મોટી હોય તો તે વ્યભીચારીણી બને છે.

૨૧૦ જે સ્ત્રીના પગમાં સાત આંગળ પ્રમાણુની ઉર્ધ્વરેખા હોય તો તે રાણીની માફક હુકમ ચલાવનાર બને છે.

૨૧૧ જે સ્ત્રીના કેશ લાલ હોય તો તે સ્ત્રી નાની ઉમ્મરમાંજ વિધવા થાય છે.

૨૧૨ જે સ્ત્રીના વાંસા ઉપર કેશ ઉગેલા હોય તો તે થોડા રોજમાં પતિના સુખથી રહીત થાય છે.

इतिश्री, श्रीमद् आचार्य महाराज श्री विजयकमलसूरीश्वर
शिष्यरत्न योगनिष्ट श्रीमद् आचार्य महाराज श्री विजय
केशरसूरीश्वर लघु भ्राता महोपाध्याय श्री देवविजय
गणिना समूध्रृतः भूत भाविफल सूचकः
सामुद्रिकशास्त्रे स्त्री लक्षण प्रबोधको
द्वितियोल्लासः विक्रमीय शताब्दी ॥
१९८० वर्षे कार्तिक मासे
शुक्लपक्षे प्रतिपदि शुक्र
वासरे मोहमयो न-
गरे समाप्ति-
मगमत्

---

समाप्तोऽयंग्रंथः श्रीमद् गुरुवर्यश्री विजयकमलसूरीश्वर प्रसादात्।

ॐ अर्हं नमः

श्रीमद् विजयकमलसूरीश्व गुरुभ्यो नमः

# રેખા દર્શન ભાગ ૨ જો

प्रणम्य श्री महावीरं, चंद्रोज्ज्वलयशोंकितं ।
सर्वज्ञंविघ्नहर्तारं, गुरुं च कमलाभिधम् ॥१॥
पुरुषाणांतथा स्त्रीणां, लक्षणं च समग्रतः ।
अधमोत्तम मध्यानां, यथा प्राह पयोनिधिः ॥२॥
नैकं ग्रंथं समालोक्य, सारं संग्रह्य तत्रच ।
विरच्यते मया ग्रंथः, स्वान्योपकृति हेतवे ॥३॥

અર્થ:—ચંદ્રની માફક ઉજ્વલ યશવાળા, સર્વ વસ્તુને જાણનારા, અને સમગ્ર વિઘ્નોને હરનારા, એવા શ્રીમાન્ મહાવીર પ્રભુને, તથા શ્રીમાન્ ગુરૂવર્ય શ્રી વિજયકમલસૂરીશ્વરજી મહારાજને નમસ્કાર કરીને અધમ, મધ્યમ, અને ઉત્તમ પુરૂષો તથા સ્ત્રીઓના સમગ્ર લક્ષણોને જેવી રીતે સમુદ્ર નામના રૂષીએ કહેલ છે તેવી રીતે, અનેક ગ્રંથોને જોઇ તેમાંથી સાર ભૂત જે કાંઇ ગ્રહણ કરવા લાયક જણાયું તે લઇ, તેના સંગ્રહરૂપ, આ રેખા દર્શન નામના ગ્રંથને સ્વપરહિત ખાતર કરવામાં આવેલ છે.

ભાવાર્થ!—પૂર્વના મહાન્ આચાર્ય શ્રી, શ્રીમાન્ ભદ્રબાહુ સ્વામી, શ્રીમદ્ મેઘવિજયજી ઉપાધ્યાયજી, શ્રીમદ્ જીનદત્તસૂરીશ્વરજી મહારાજ વિગેરે અનેક આચાર્યોએ શરીરના તમામ લક્ષણો તથા હસ્ત રેખાઓ બતાવનાર, ભદ્રબાહુસંહીતા, હસ્તસંજીવન, વિવેકવિલાસ, અંગવિજ્ઞાપયન્નો વિગેરે અનેક ગ્રંથો લખેલ છે. તેમજ જૈનેતર સમુદ્ર નામના રૂષીએ સામુદ્રિક શાસ્ત્ર રચેલ છે, આ તમામ ગ્રંથના આધારે તેમાંથી સારભૂત જે કાંઇ જાણુવા લાયક જણાયું તેનો સંગ્રહ આ રેખા દર્શન નામના ગ્રંથમ કરેલ છે, આમાં મારા તરફનું કાંઇ પણ નથી માત્ર આનંદ અને સ્વપર હિત ખાતર આ સંગ્રહ કરેલ છે, તો સજજનોને નમ્ર પ્રાર્થના છે કે હંસ વૃતિ ધારણ કરી દૂધરૂપસાર આમાંથી ગ્રહણ કરશે. ૧-૨-૩

## પુરૂષ લક્ષણાધિકાર.

## હાથ જોવાની રીત.

૧ મુખ્યત્વે કરી પુરૂષનો જમણો હાથ જોવાય છે, અને સ્ત્રીનો ડાબો હાથ જોવાય છે. પણ અંધારા પક્ષમાં જન્મ થયો હોય તો ડાબો હાથ પુરૂષનો જોવાય છે અને સ્ત્રીનો જમણો હાથ જોવાય છે.

૨ કેટલીકવાર જમણા હાથમાં રેખાઓ સારી હોય છે, પણ ડાબા હાથમાં સારી હોતી નથી, તેમજ કેટલાકોને ડાબા હાથમાં રેખાઓ સારી હોય છે, પણ જમણા હાથમાં રેખાઓ સારી હોતી નથી, આથી

ફલ કહેતી વખતે બંને હાથ ખ્યાલમાં લેવા જરૂર છે, બંને હાથમાં એક સરખી સારી રેખાઓ પડી હોય તો ફલ ઘણું સારૂં મલે છે, પણ રેખાઓ ફારફેર હોય તો ફલમાં પણ ફેર પડે છે.

૩ હાથની રેખાથી ભવિષ્યમાં થનાર જીવન, મરણ, લાભ, અલાભ, સુખ, દુઃખ વિગેરે આ સંસારમાં પુરૂષો તેમજ સ્રીઓ જાણી શકે છે.

## હસ્ત ફળ.

૪ જે પુરૂષનો હાથ ઉનો, રાતો, પરસેવાવગરનો માંસથી ભરપુર, સુંવાળો, ત્રાંબા જેવા લાલ નખવાળો, લાંબી આંગળીઓ વાળો, અને પહોળો હોય તો તે શ્રેષ્ઠ ગણાય છે.

૫ જેના હાથના નખો ઉન્નત; રાતા, કુલેલા, ન હોય તો તે રાજા, ધનપતિ વા વિદ્યાધર બને છે.

૬ જેના હાથના અંગુઠા તથા આંગળીઓ ઉપર જમણા ભમરા પડયા હોય તો તે માણસ ધનપતિ થાય છે. તથા મનુષ્યથી પૂજનીય, ધર્મમતિવાળો તથા બુદ્ધિવાન થાય છે.

૭ જે માણસનો જમણો હાથ કામ કર્યા પછી કઠણ રહે તો તે ઉત્તમ ગણાય છે, પણ સ્રીનો હાથ કોમળ રહે તોજ સારો ગણાય છે.

૮ જેના હાથના પર્વો પહોળા હોય, ચપટા હોય, ઉંચા હોય, નસગુપ્ત હોય, સર્પના ફણ જેવા હોય, તો તે

હાથ ઉત્તમ ગણાય છે, પણ કઠોર, લુખો માંસ વગરનો હોય તો તે હાથ સારો ગણાતો નથી.

૯ જેનો હાથ કમલના પત્ર જેવો હોય, છીદ્ર વગરનો, માંસથી ભરપુર, સ્નિગ્ધ, રક્ત રેખાવાળો હોય તો તે માણસ ધન તથા સુવર્ણને મેળવે છે.

## હથેળી ફળ.

૧૦ જે પુરૂષની હથેળી ઉંચી હોય તો તે શાંત, દાંત, ઘણો થાય છે. ઉંડી હથેળી હોય તો પીતાનું ધન મેળવે છે. ગોળ હથેળી હોય તો તે ધનવાન થાય છે. પણ વિષમ-ઉંચી નીચી હથેળી હોય તો તે નિર્ધન બને છે.

૧૧ જે માણસની હથેળી લાલ હોય તો તે ધનવાન થાય છે. લીલી હથેળી હોય તો તે મદીરાપાન કરનાર થાય છે. પીળી હથેળી હોય તો તે વ્યભિચારી થાય છે. કાબર ચિત્રી હથેળી હોય તો તે ધન રહિત થાય છે.

૧૨ જેની હથેળીમાં રેખા ન હોય અથવા ઘણી રેખા હોય તો તે માણસ અલ્પ આયુષ્ય વાળો, નિર્ધન અને દુઃખી થાય છે.

## હસ્ત આંગળીઓનું ફળ

૧૩ જેના હાથની આંગળીઓ લાંબી, સુકોમળ, મળેલી, સીધી, વાંકી નહીં, ગોળ, ત્રાંબા જેવી હોય તો તે લક્ષ્મી દેનાર છે.

૧૪ જેના હાથની આંગુળીઓ પરસ્પર છુટી હોય સુકી, જાડી અને વાંકી હોય તો તે તેને દરિદ્રી બનાવે છે.

૧૫ જેના હાથની આંગુળીઓ તથા અંગુઠો ગણત્રીમાં સંખ્યાથી અધિક તેમ ઓછો હોય તો તે સારા ગ-ણાતા નથી, ધન, ધાન્ય, અને આયુષ્ય હીણ થાયછે.

૧૬ જેના હાથની અનામિકા આંગુળીના અંતના–મૂળના પર્વમાં આડી રેખા પડી હોય તો તે માણસ હોદ્દેદાર બને છે, ઉભી રેખા પડી હોય તો ધર્મિષ્ટ બને છે.

૧૭ જેના હાથની કનિષ્ઠા–નાની આંગુળીના મૂલના પહેલા પર્વમાં ત્રણ ચાર રેખા ઉભી પડી હોય તો તે મા-ણુસ ભાગ્યશાલી રાજાને પણ પૂજનીય બને છે.

૧૮ જેના હાથની અનામીકા–કનિષ્ઠાની જોડલી આંગુળીનો ઉપરનો પર્વ છે. તેના કરતાં કનિષ્ઠા આંગુળી જો મોટી હોય તો તને વેપારથી ધનવૃદ્ધિ થાય, મોશાલ પક્ષનું સુખ સારૂ હોય, તેમજ જશ કીર્તિ ધન પણ ઠીક હોય છે.

૧૯ જેના હાથની મધ્યમા આંગુળીના ઉપરના પર્વ કરતાં અનામીકા આંગુળી મોટી હોય તો તેને પિતાનો પક્ષ અધિક હોય છે.

૨૦ જેના હાથનો અંગુઠો તથા પિતૃ રેખા આ બેની વચમાં જોતિર્ધી આડી રેખા પડી હોય તો તે પદવી અપાવે છે.

૨૧ જે માણુસના હાથની આંગળીઓમાં ચક્રનું ચિન્હ હોય તો તે માણુસ ઘણા બળવાળો, તથા ઉત્તમ લક્ષણવાળો, ઉત્તમ ગુણવાળો બને છે.

૨૨ જે માણુસના હાથની કનિષ્ઠા આંગળીમાં ચક્રનું ચિન્હ હોય તો તે માણુસ વેપારથી ધન મેળવે

છે. મધ્યમા આંગુળીમાં ચક્રનું ચિન્હ હોય તો તે દેવ દ્વારા ધન મેળવે છે. અનામીકા આંગુળીમાં ચક્રનું ચિન્હ હોય તો તે ચારે કોરથી ધન મેળવે છે. આ ચક્રો ન હોય તો તે નિર્ધન બને છે.

૨૩ જે માણસના હાથની કનિષ્ઠા આંગુળીની નીચે ઉભી રેખા પડી હોય તો તે માણસ ધર્મીષ્ટ, ચારિત્ર સંપન્ન અને વિદ્યાવાન બને છે.

૨૪ જે માણસના હાથના અંગુઠાના મધ્યભાગમાં સર્પના આકારની રેખા પડી હોય તો તે માણસ અનેક પ્રકારે સુખ ભોગવે છે,

## હસ્ત રેખા જ્ઞાન.

૨૫ જે માણસના હાથમાં મણીબંધ–પહોંચાથી નીકલતી એક રેખા અને કરભના મૂલમાંથી નીકલતી બે રેખા, એકંદર આ ત્રણે રેખા જે માણસની ગંભીર, લાલ, બારીક, સુસ્નિગ્ધ, અને પરિપૂર્ણ હોય તો ઘણીજ ઉત્તમ ગણાય છે.

૨૬ આ ત્રણ રેખામાં જે મણીબંધથી નીકલતી રેખા અંગુઠા સુધી જાય છે. તેને કુલરેખા, કે પિતૃરેખા કહે છે. આનાથી વંશ જોવાય છે.

૨૭ કરભના મૂલમાંથી નીકલતી રેખા અંગુઠા તરફ જે જાય છે તેને ધન, વૈભવ કે માતૃરેખા કહે છે. આનાથી વૈભવ તથા બુદ્ધિ વિદ્યા જોવાય છે.

૨૮ કનિષ્ટા આંગુળીની નીચે કરભથી જે રેખા તર્જની-પહેલી આંગુળી તરફ જાય છે, તેને આયુષ્ય રેખા કહે છે, આનાથી આયુષ્ય જોવાય છે.

૨૯ આ ત્રણે રેખાઓ જેઓની જરાપણ છેદાએલ નહોય, અને સંપૂર્ણ હોય તો તેને કુલ, દ્રવ્ય, અને આયુષ્ય સંપૂર્ણ હોય છે. પણ છેદાએલ તેમજ અપૂર્ણ હોય તો કુળ, દ્રવ્ય, અને આયુષ્ય સંપૂર્ણ હોતા નથી.

## ભાગ્યોદય કયારે થાય ?

૩૦ જેના હાથની તર્જની-પેહેલી આંગુળી તથા મધ્યમા-બીજી આંગુળી આ બે આંગુળીની વચમાં ભેગી કરતાં પોલાણુ કે છીદ્ર જણાય તો તે માણસનું ભાગ્ય બાલ અવસ્થામાં જાગે છે અને મોટો દાની તથા સુખી થાય છે.

૩૧ જેના હાથમાં બીજી આંગુળી તથા અનામીકા-ત્રીજી આંગુળી આ બેની વચમાં ભેગી કરવાથી પોલાણ કે છીદ્ર જણાય તો તે માણસનું ભાગ્ય યુવા અવસ્થામાં જાગે છે, ભોગી તથા સુખી સારો થાય છે.

૩૨ જેના હાથમાં ત્રીજી આંગુળી તથા કનીષ્ટા-નાની આંગુળી આ બેની વચમાં પોલાણુ કે છીદ્ર જણાય તો વૃદ્ધા અવસ્થામાં ભાગ્યોદય જાગે છે. અને ત્યાગી તથા સુખી બને છે.

૩૩ જેના હાથમાં એકંદર ચારે આંગુળીઓ ભેગી કરતાં બધી આંગુળીઓમાં પોલાણુ કે છીદ્ર જણાયતો નાનપણથીજ બધી વાતે ધન સમૃદ્ધિથી સુખી થાય છે.

હસ્ત સંજીવનગ્રંથમાં પોલાણ કે છીદ્રનો હોય તોજ સારી ગણી છે.

## ઉર્ધ્વરેખા ફળ.

૩૪ જેના હાથમાં મણીબંધ-પહોંચાથી નીકલતી ઉર્ધ્વ રેખા ઉપર સંપૂર્ણ જાય તો તેને ધન ધાન્ય રિદ્ધિ, સિદ્ધિ, સ્વજન, સુખ, વિગેરે સંપૂર્ણ હોય છે.

૩૫ આ ઉર્ધ્વ રેખા મણીબંધથી નીકલી અંગુષ્ઠ તથા તર્જની આંગુળીની વચમાં જાય તો તે માણસ રાજા બને છે. અગર જ્ઞાની તથા વિચક્ષણ બને છે.

૩૬ જેના હાથની ઉર્ધ્વરેખા મણીબંધથી નીકલી અંગુઠાના મૂલ સુધી ગઇ હોય તો તેને સુખ દેનારા પુત્રો સારા થાય છે.

૩૭ જેના હાથની ઉર્ધ્વરેખા મણીબંધથી નીકલી તર્જની આંગુળીના મૂલમાં જાય તો તે માણસ રાજા બને છે, અગર રાજાના જેવો થાય છે અથવા રાજાનો દૂત બને છે.

૩૮ જેના હાથમાં ઉપર કહેલ ઉર્ધ્વ રેખા પડી હોય તો તેનો બંધુવર્ગ, કુલ, વંશ વિગેરે વિસ્તીર્ણ હોય છે, આ રેખા લાંબી હોય તો વંશ મોટો હોય છે, આરેખા મધ્યમ હોય તો વંશ મધ્યમ હોય, આરેખા છેદાએલ હોય તો વંશ છીન્નભિન્ન હોય છે.

૩૯ જેના હાથની ઉર્ધ્વરેખા મણીબંધથી નીકલી મધ્યમા આંગુળી સુધી ગઇ હોય તો તે માણસ ધનવાન, સમૃદ્ધિ-વાન, અથવા રાજાનો સેનાપતિ અગર પ્રસિદ્ધ આચાર્ય બને છે.

૪૦ જેના હાથની ઉર્ધ્વ રેખા મણીબંધથી નીકલી અનામીકા આંગુળીના મૂલ સુધી ગઇ હોય તો તે માણુસ ધનપતિ, સાર્થવાહ બને છે. અને વ્યવસાયથી ધન ઘણું મેલવે છે. અથવા રાજાઓથી પૂજનીય થાય છે, તેમજ પુત્ર પૌત્રાદિ તરફથી સુખ સારૂં મળે છે.

૪૧ જેના હાથની ઉર્ધ્વ રેખા મણીબંધથી નીકલી કનિષ્ટા આંગુળીના મૂલ સુધી ગઇ હોયતો ત માણુસ યશ, સમૃદ્ધિ, સિદ્ધિ, મેળવે છે. અથવા પૈસાપાત્ર સુખી થાયછે.

૪૨ જેના હાથમાં એકપણ ઉર્ધ્વરેખા અખંડ, કુટયા વગરની, પલ્લવ વગરની, વિસ્તારવાળી, છેદ્યા વગરની, પડી હોય તો તે માણુસ હજાર માણુસને પોષનાર બને છે.

૪૩ જેના હાથમાં એક પણ ઉર્ધ્વરેખા સ્પષ્ટ તથા સંપૂર્ણ પડી હોય તો તે માણુસ રાજા અગર રાજાની બરોબરીઓ થાય છે. તથા લાંબાકાલ સુધી પ્રસિદ્ધિવાળો, તેમજ ધનવાન થાય છે. અગર મોટા અધિકારની પદવી મલે છે.

૪૪ આ ઉર્ધ્વ રેખા બ્રાહ્મણને પડી હોય તો તે વેદ જાણુનાર બને છે. ક્ષત્રીને આ ઉર્ધ્વ રેખા રાજ્ય અપાવે છે, વૈશ્યને આ ઉર્ધ્વ રેખા અર્થ–પૈસો અપાવે છે. અને ક્ષુદ્રને ઉર્ધ્વ રેખા પડી હોય તો સુખ દેનાર થાય છે.

૪૫ જે પુરૂષના પગમાં અંગુઠાથી માંડી તળીયા સુધી ઉર્ધ્વરેખા પાડી હોય તો તે માણુસ રાજ્યગાદ્દી ભોગવે છે.

૪૬ જે માણુસના હાથના અંગુઠાની ઉપર સારા લક્ષણુવાળી ઉર્ધ્વ રેખા પડી હોય તો તે માણુસ રાજા, સેનાપતિ,

અથવા ઐશ્વર્યવાન થાય છે, અને મધ્યમ આયુષ્ય વાળો થાય છે.

## હાથમા રહેલ રેખાનું ફળ.

૪૭ જે માણસના હાથમાં લાંબી, ગંભીર, મધ સરખી, પાતળી, અને અખંડ રેખા પડી હોય તો તે ઘણી સારી જાણવી, લાંબી તથા ગંભીર રેખાથી તે દાતાર બને છે. પીળી રેખાથી સુખી થાય છે. પાતળી રેખાથી લક્ષ્મી પામે છે. આરેખા તેના મૂળમાંથી નીકળે તો સૌભાગ્ય દેનાર થાય છે.

૪૮ જેના હાથમાં પલ્લવવાળી, છેદાએલ, વિખરાએલ, ઉંચી, નીચી, લીલી, કુટેલ, ઝાંખી, કાળાવર્ણની અને લુખી રેખા પડી હોય તો તેનું ફલ નીચે મુજબ છે.

૪૯ જેના હાથમાં પલ્લવવાળી રેખા પડી હોય તો તે માણસ કલેશને પામે છે, છેદાએલ રેખા હોય તો દુઃખને પામે છે, વિખરાએલ રેખા હોય તો ધનવ્યય કરનાર થાય છે.

૫૦ ઉંચી નીચી રેખા હોય તો તેની પાસે નીતિનું ધન નહોય, લીલી રેખા પડી હોય તો તેની પાસે ચોરીનું ધન હોય છે.

૫૧ કુટિત, વિવન્ના—કુટેલ તથા ઝાંખી રેખા પડી હોય તો તે માણસ બંધનને પામે છે, નીલ–કાળી રેખા પડી હોય તો તે માણસ શાંતિ–નિર્વૃતિને ન પામે, રૂક્ષરેખા–લુખી રેખા પડી હોય તો તે માણસ અનુકુલ ભોગોને ન પામે.

૫૨ જેના હાથમાં બહિર્મુખ આકારવાળો—પહોંચા તરફ મુખવાળો મછ પડેલ હોય તો તેનું સારૂં ફલ મલતું નથી, પણ આંગુળી તરફ મુખવાળા મછનો આકાર હોય તો તે માણસ નિરંતર સુખને પામે છે.

૫૩ જેના હાથમાં સંપૂર્ણ આકારવાળા શંખ, મછ, પદ્મ, સિંહાસન, જવ, અને કાચબાના આકારની રેખા પડી હોય તો તે માણસ થોડા વખતમાં ઘણી રીદ્ધિને પામે છે.

૫૪ જેના હાથમાં આંગળીઓ સન્મુખ મોઢાના આકારના મછનું ચિન્હ પડેલ હોય તો તે માણસ ઘણી લક્ષ્મી પામે છે, એકથી વધુ મછના આકાર પડેલ હોય તો લક્ષ્મીની વૃદ્ધિનું કહેવું શું ?

૫૫ જે માણસના હાથમાં મછ, મગર, શંખ, અને પદ્મ, આ ચાર ચિન્હ સામા મોઢે પડેલ હોય તો તેને કાયમ સારૂં ફલ આપે છે. આ ચારમાંથી કોઈ સામા મોઢે નહોય તો લાંબા કાળે ફળ આપે છે.

૫૬ જે માણસના હાથમાં આચાર લક્ષણમાંથી મછનું ચિન્હ હોય તો તે માણસ શો સોનામોર મેળવે છે. મગરનું ચિન્હ હોય તો તે એક હજાર સોનામોર મેલવે છે. શંખનું ચિન્હ હોય તો તે દશહજાર સોનામોર મેળવે છે. પદ્મનું ચિન્હ હોય તો એક કરોડ દ્રવ્ય મેળવે છે. સ્પષ્ટ આકાર ન હોય તોપણ થોડું તો દ્રવ્ય મેળવેજ.

૫૭ જે માણસના હાથમાં સિંહાસન, સૂર્ય, નંદાવર્ત, ચંદ્રમા, અને તોરણના આકારની રેખા પડી હોય તો

તે માણુસ ચક્રવર્તી રાજા થાય છે, દંડ સાથે છત્ર, ચામર આ બે ચિન્હ પડેલ હોય તોપણુ ચક્રવર્તી રાજા થાય છે.

૫૮ જેના હાથમાં શ્રીવત્સનું ચિન્હ પડેલ હોય તો તે માણુસ સુખી થાય છે, ચક્ર આકારની રેખા પડી હોય તો રાજા થાય. વજ્રનું ચિન્હ પડેલ હોય તો તે ધનપતિ થાય, દેરાસરનું ચિહ્ન પડેલ હોય તો તે માણુસ ધર્મીષ્ઠ થાય છે.

૫૯ જેના હાથમાં સુખાસન, પાલખી, રથ, અશ્વ, હસ્તી, તથા વૃષભના આકારની રેખા પડી હોય તો તે માણુસ પરસેના જીતનાર રાજા થાય છે.

૬૦ જેના હાથમાં છત્રીશ જાતના હથીયારમાંથી કોઈ પણુ એક જાતનું હથીયારનું ચિન્હ હોય તો તે માણુસ અજેય રાજા થાય છે.

૬૧ જેના હાથમાં પ્રવહણુના આકારની રેખા પડી હોય તો તે માણુસ ઝાંઝના વેપાર દ્વારા સોના, રૂપા, તથા રત્નનો માલીક બને છે.

૬૨ જેના હાથમાં ત્રિકોણુ આકરની રેખા પડી હોય, તેમજ હળ, મુશળ, અને ઉખળાદિ વસ્તુ નાં ચિન્હ વાળી રેખા પડી હોય તો તે માણુસ ખેડુત બને છે.

૬૩ જેના હાથમાં ઘર તથા માળાના આકર વાળી રેખા પડી હોય તો તે માણુસ ઘણા ગોકુલનો માલીક બને છે.

૬૪ જેના હાથમાં કમંડલુ, ધ્વજા, કલશ, અને સાથીયાના આકારની રેખા પડી હોય તો તે માણુસ લક્ષ્મીનો પતિ થાય છે.

૬૫ જેને આયુષ્ય રેખામાંથી જેટલી પલ્લવ રેખા આંગુળીઓ તરફ ઉપર જાય તો તેને તે સમયે કષ્ટ દેનાર ઘાત કરનાર તેમજ અપયશ દેનાર થાય છે, પણ આ પલ્લવ રેખા કે ચોકડીઓ મણીબંધ તરફ નીચે જાય તો તેને તે સમયે સંપત્તિ, ઉદય, કે જશ દેનાર થાય છે.

૬૬ જેના હાથની માતા પિતાની રેખાના બંને મોઢા તર્જની અને અંગુઠાના મૂળમાં મળ્યા હોય તો તેને પોતાની સ્ત્રી સાથે તેમજ મિત્ર પુત્ર સ્વામી સાથે સ્નેહ સારો રહે છે પણ આ બંને રેખાના મોઢા મળ્યા ન હોય તો પરસ્પર પ્રીતિ ન રહે તેમજ ઘર ભંગ પણ થાય.

૬૭ જેના હાથમાં કાક પગના આકારની રેખા પડી હોય તો તે માણુસ ધનને જલદી ઉપાર્જન કરે છે, પણ સાથેજ જલદી ધન પાછું ગુમાવી દે છે, આ રેખા અંગુઠાના મૂળમાં પડી હોય તો તે માણુસ શૂલ રોગથી મરણ પામે છે.

૬૮ જેના હાથમાં માછલી અથવા માછલીના પુંછના આકારની રેખા પડી હોય તો તે માણુસ ધનવાન, પુત્રવાન, વિદ્યાવાન અને કાર્ય સિદ્ધ કરનાર તથા પિતા દાદાનું ધન મેળવનાર થાય છે.

૬૯ જેના હાથમાં અંકુશ, છત્ર, કુંડલ, ચક્ર, ચામર, અને કમલનું ચિન્હ હોય તો તેને રાજ્ય મળે છે.

૭૦ જેના હાથમાં શક્તિ, ભાલુ, રથ, ચક્ર, અને ધ્વજ નો આકાર હોય તો તે રાજા બને છે.

૭૧ જેના હાથમાં પર્વત, કંકણુ, ચોની અને મસ્તકના આકારની રેખા પડિ હોય તો તે રાજાનો મંત્રી થાય છે.

૭૨ જેના હાથમાં ચક્ર, શંખ, ધ્વજ, તથા અડદના આકારની રેખા પડિ હોય તો તે માણુસ અનેક વિદ્યાવાળો બુદ્ધિમાન થાય છે.

૭૩ જેના હાથમાં કમળ, ધનુષ, તરવાર અને અષ્ટકોણુના આકારની રેખા પડિ હોય તો તે પુરૂષ કે સ્ત્રી ગમે તે હોય તો પણ મહાધનવાન બને છે.

૭૪ જેના હાથમાં સૂર્ય, ચંદ્ર, લતા, નેત્ર, અશ્વ, હાથી, ત્રીકોણુ, અષ્ટકોણુના આકારની રેખા પડી હોય તો તે સુખી થાય છે.

૭૫ જેના હાથમાં અંકુશ, વજ્ર, ધનુષ, કમલ, અથવા તોરણુ અને છત્રના આકારની રેખા પડી હોય તો તે માણુસ ઐશ્વર્યવાન્ રાજા થાય છે. અને એંશી વર્ષનું આયુષ્ય મળે છે, સ્ત્રીના હાથમાં આ ચિન્હ હોય તો તે રાજપત્ની બને છે અને પુત્રનો જન્મ આપે છે.

૭૬ જેનાં હાથમાં ત્રાજવાના, ગાયના, અને વજ્રના આકારની રેખા પડી હોય તો તે માણુસ દરેક વેપારમાં લાભ મેળવે છે.

૭૭ જે પુરૂષના હાથમાં અંગુઠાના મૂળમાં બે રેખાની કળી હોય તો તે માણુસ માતાનો પરમ ભક્ત બને છે,

વજ્રનું ચિન્હ હોય તો અનેક પ્રકારના ભોગો મળે છે.

૭૮ જેના હાથમાં તર્જની આંગુળીના મૂળમાં ત્રુટક રેખા પડિ હોય તો તે માણુસને કૂતરો, ઉંદર, બીલાડી કે સર્પથી ડંશ થાય છે.

૭૯ આયુષ્ય રેખા તથા વિભવ રેખા આ બેના વચમાં ચોકડી પડી હોય તો ઘોડાથી કે બળદથી પડવાપણું થાય છે.

## પતિ પત્ની રેખા.

૮૦ આયુષ્ય રેખાની ઉપર અને કનિષ્ઠા આંગળીની નીચે જે રેખા પડી હોય છે તેને પતિ પત્ની રેખા કહે છે પુરૂષને જેટલી રેખા પડી હોય તેને તેટલી સ્ત્રીઓ જાણુવી અને સ્રીને તેટલા પતિ જાણુવા,

૮૧ આ રેખા જે સ્ત્રીના હાથમાં એક, સુંદર સ્પષ્ટ અને સીધી પડી હોય તો તે સ્ત્રી સોભાગ્યવાળી પતિ પરાયણ બને છે.

૮૨ આ રેખા જે સ્ત્રીના હાથમાં લાંબી તથા ઘણી પડી હોય તો તે સ્ત્રી કુમારી અવસ્થામાં ફૂળવાળી બને છે અસદ્ આચારવાળી બને છે.

૮૩ આ રેખા ઘણી કુટેલ, આડી અવળી રેખા પડી હોય તો દોર્ભાગ્યવાળી બને છે.

૮૪ આ રેખા પુરૂષના હાથમાં એક સુંદર અને સ્પષ્ટ પડી હોય તો તે સદાચારી બને છે, પણ એકથી વધારે આડીઅવળી રેખા પડી હોય તો અસદ્ આચારવાળો બને છે.

## ભાઇ બેન, પુત્ર પુત્રી રેખા.

૮૫ અંગુઠાના મૂલમાં જેટલી મોટી રેખા પડી હોય તેટલા તે માણસને ભાઇઓ જાણવા, અને નાની રેખા પડી હોય તેટલી તેને બેનો જાણવી, આ રેખામાં જેટલી રેખાઓ અસ્પષ્ટ હોય તેટલા બેન ભાઇઓ મરી ગએલા જાણવા.

૮૬ આયુષ્ય રેખાના મૂલનીચે કરભમાં જેટલી મોટી રેખા પડી હોય તેટલા તેને છોકરા જાણવા, અને નાની રેખા પડા હોય તેટલી તેને છોકરીઓ જાણવી. આ રેખાઓમાં બે મુખવાળી જે રેખા પડી હોય અગર નાની રેખા પડી હોય. તો તે પણ તેને છોકરીની સંતતિ સુચવે છે. એક મુખવાળી રેખા પુત્ર સુચવે છે, આ રેખાઓમાં જેટલી રેખા છેદા-એલ ભેદાએલ, કે ઝાંખી હોય તેટલી સંતતિ મરી ગએલ જાણવી.

## સમાધિ અથવા દીક્ષા રેખા.

૮૭ તર્જની આંગળીની નીચે આડી જે રેખા પડી હોય છે તેને સમાધિ કે દીક્ષા રેખા કહે છે. આ સમાધિ રેખાવાળો માણસ દેવગુરૂનું સ્મરણ કરતાં સમાધિ-પૂર્વક મરણ પામે છે, પુરૂષને ડાબા હાથમાં સ્ત્રી રેખાની આગળ જો રેખા પડી હોય તો તેને પણ દીક્ષા રેખા કહે છે, આ મુજબ સ્ત્રીને જમણા હાથમાં પતિ રેખાની આગળ જો રેખા પડી હોય

તો તેને પણ દીક્ષા રેખા કહે છે, તર્જની આંગુ-ળોની નીચે ઉભી પણ એક રેખા નીકળે છે, એને પણ કોઇ આચાર્ય દીક્ષા રેખા કહે છે. તેમજ તેને યાત્રા રેખા પણ કહે છે.

## જવમાળા તથા જવફળ.

૮૮ જેના હાથમાં મણીબંધ–પહોંચામાં વળયા આકારે ત્રણ જવરેખા પડી હોય તો તે માણસ આભુષણ, વૈભવનો ભાગી થઇ આખરે કલ્યાણનો ભોક્તા થાય છે, પરમસુખ પામે છે.

૮૯ જેના હાથના મણીબંધમાં ત્રણ પરિક્ષેપવાળી જવમાળા પડી હોય તો તે માણસ ધનવડે ભરેલો રાજા થાય છે.

૯૦ જેના હાથના મણીબંધમાં બે પરિક્ષેપવાળી જવ-માળા પડી હોય તો તે માણસ રાજાનો મંત્રી અથવા મોટો ધનાઢય બને છે.

૯૧ એક પરિક્ષેપવાળી જવમાળા પડી હોય તો તે માણસ ધનપતિ, નગરશેઠ તેમજ મનુષ્યવડે પૂજનીય થાય છે.

૯૨ જે માણસના જમણા હાથના અંગુઠામાં જવ હોય તો તેનો જન્મ દિવસે થએલ જાણવો પણ ડાબા હાથમાં જવ હોય તો રાત્રે જન્મ થયો જાણવો.

૯૩ જે માણસના અંગુઠાના મધ્યમાં અખંડ અને પ્રકટ જવ હોય તો તે માણસ ખાન, પાન, વસ્ત્ર, માલ્ય વિગેરેથી જીવનપર્યંત સુખી રહે છે, અંગુઠાના મૂલમાં

જવ હોય તો તે માણુસ ધન, સમૃદ્ધિવાળો અથવા રાજા, અથવા રાજમંત્રી થાય છે.

૯૪ જે માણુસના હાથની મધ્યમા આંગુળીમાં જવ હોય અથવા અંગુઠામાં જવ હોય તો તે માણુસને બીજાનું એકઠું કરેલ ધન મળે છે.

૯૫ જેના હાથમા અંગુઠો લાલ તથા જવ સહિત હોય તો તે માણુસ રાજા, અગર ધનવાન બને છે. જેના અંગુઠાનો પર્વ મોટો હોય, તેમજ અંગુઠાના મૂલમાં રેખા પડી હોય તો તે માણુસ નિ:સંદેહ પુત્રવાળો બને છે.

૯૬ જેના હાથમાં જવની રેખા ન હોય તો તેને વિદ્યા ક્યાંથી હોય ? જેના હાથમાં મત્સ્યની રેખા ન હોય તો તેને ધન કયાંથી હોય ? જેના હાથમાં મત્સ્યના પુંછની રેખા ન હોય તો તેને વિદ્યા કયાંથી હોય ? જેના હાથમાં જવની રેખા ન હોય તો તેને ધન કયાંથી હોય ? જેના હાથમાં ઉર્ધ્વ રેખા એક પણ ન હોય તો તેને રાજ્ય તથા જશ કયાંથી હોય ?

૯૭ જે પુરૂષના હાથની મધ્યમા તથા તર્જની આંગળીના મૂલમાં જવનું ચિન્હ હોય તો તે માણુસ ધન, સુખ, પુત્ર, સ્રી વિગેરેના સુખનો ભોક્તા થાય છે.

૯૮ જેના હાથના અંગુઠાના મધ્યમા જવ હોય તો તે પુરૂષ યશવાળો, ધનવાળો, વિદ્વાન અને દાતાર બને છે. તેમજ ઘણી વિદ્યામાં નિપુણ નિ:સંદેહ બને છે.

૯૯ આ જવ સાથે એક બીજી રેખા મળી હોય તો તે માણુસ સારૂં સુખ ભોગવે છે.

૧૦૦—જે માણુસના હાથની આંગળીઓના પર્વના જવો ઓગણીશ હોય તો તે માણુસ ગુણુનો જાણુકાર અને સત્કારને પામે છે. વીશ જવ હોય તો તપસ્વી બને છે, એકવીશ જવ હોય તો મહાત્મા બને છે, પંદર જવ હોય તો ચોર બને છે, સોલ જવ હોય તો જુગારી, ઠગનાર બને છે, સત્તર જવ હોય તો પાપી, અને અઢાર જવ હોય તો ધર્માત્મા બને છે.

## મસ્તક ફળ.

૧૦૧ જેનું મસ્તક છત્રના આકારે હોય તો તે રાજા બને છે, લાંબા મસ્તકવાળો દરિદ્રી બને છે, જાડા તથા લાંબા મસ્તકવાળો અધમ તથા પાપી થાય છે.

૧૦૨ જેનું મસ્તક સુંદર અને ઉંચુ હોય તો તે માણુસ રાજા બને છે. મોટું મસ્તક હોય તો તે ધનવાન અને મનુષ્યનો સરદાર બને છે.

૧૦૩ જેનું મસ્તક ઘડાના આકાર જેવું હોય તો તે પ્રભુ ધ્યાનમાં રૂચીવાળો બને છે, જેના માથામાં બે માથાનો આકાર દેખાય તો તે માણુસ પાપી અને નિર્ધન બને છે, નિચામાથાવાળો મહાન પુરૂષ બને છે, અત્યંત નિચા માથાવાળો અનર્થદાયક થાય છે.

૧૦૪ જે માણુસનું મસ્તક છત્રના આકારે હોય તો તે કલ્યાણુકારી, ધનવાન રાજા બને છે, ચીપટાકાર મસ્તકવાળો માણુસ ધનાઢ્ય થાય છે, પણુ તેનો પિતા મરણુ પામે છે.

## મુખ ફળ.

૧૦૫ જે પુરૂષનું મુખ પોતાની માતા જેવું હોય તો તે માણુસ ભાગ્યશાળી ઉત્તમ પુરૂષ બને છે.

૧૦૬ જે પુરૂષનું મુખ પોતાની સ્ત્રી જેવું હોય તો તે પુરૂષ સંતતિ વગરનો થાય છે. મોટા મુખવાળો દુર્ભગ થાય છે, ગોળ મુખવાળો ધનાઢય થાય છે, લાંબા મુખવાળો નિર્ધન બને છે.

૧૦૭ જે માણુસનું મુખ ચંદ્રના બીંબ જેવું હોય તો તે માણુસ ધર્માત્મા બને છે, પણ મૃગ, ઉંદરના જેવા મુખવાળાઓ ભાગ્યહીણ થાય છે.

## નેત્ર ફળ.

૧૦૮ જે માણુસના નેત્રો લાલ હોય છે, તેને સ્ત્રી છોડતી નથી, પીળા નેત્રવાળાને ધન છોડતું નથી,સુંદર નેત્રવાળી સ્ત્રી કે પુરૂષ ઐશ્વર્ય, રૂપ, ધન, તથા સુખને પામે છે.

૧૦૯ ગંભીર નેત્રવાળો રાજા થાય છે, ઉંચા નેત્રવાળો મંત્રી થાય છે, કમળના જેવા નેત્રવાળો વિદ્વાન થાય છે શ્યામ નેત્રવાળો સોભાગ્યને પામે છે.

૧૧૦ જે પુરૂષના નેત્રો પીળા હોય તો તે સ્ત્રીઓના મન હરણ કરનાર થાય છે. જેની નાસીકા ઉન્નત-ઉંચી હોય તો તે પૂજનીય બને છે, જેના દાંત સરખા અને સ્નિગધ હોય તો તં મિષ્ટાન્નભોગી બને છે.

## પાદાંગુળી ફળ.

૧૧૧ જે પુરૂષના પગની આંગુળીઓ સરખી, લાંબી, ઉંચી, અને ગોળ દક્ષિણાવર્ત શંખવાળી હોય તો ત માણુસ રાજા બને છે,

૧૧૨ જેના પગની આંગુળીઓ નાની હોય અને પરસ્પર મળેલ ન હોય તો તે માણસ દાસ બને છે, અગર દાસના જેવા કામો કરે છે.

૧૧૩ જે માણસના પગના અંગુઠા કરતાં તર્જની આંગુળી નાની હોય તો તે કલેશ કરાવે છે, મોટી હોય તો ભોગ સુખને આપે છે, મધ્યમા આંગુળી સરખી હોય તો સારી, કનિષ્ઠા આંગુળી મોટી હોય તો સારી લક્ષ્મી આપે છે, જાડી હોય તો દુ:ખ આપે.

૧૧૪ જે માણસના પગની તર્જની આંગુળી અંગુઠા કરતા મોટી હોય તો તે માણસ સ્ત્રી તરફથી સારૂ સુખ નિ:સંદેહ મેળવે છે, મધ્યમાં આંગુળી મોટી હોય તો તેની સ્ત્રી મરણ પામે છે.

૧૧૫ જે માણસના પગની અનામીકા આંગુળી પ્રમાણથી મોટી હોય તો તે માણસ વિદ્યા તથા ભોગ સુખો સારા મેળવે છે, પણ પ્રમાણથી નાની હોય તો સ્ત્રીનો વિયોગ રહે છે.

૧૧૬ જે માણસના પગની કનિષ્ઠા આંગુળી પ્રમાણથી નાની હોય તો તે પરસ્ત્રી ગમન કરનાર બને છે પણ મોટી હોય તો ધનવાન બને છે.

૧૧૭ જે માણસના પગની પ્રદેશની તથા કનિષ્ઠા આંગુળી પ્રમાણથી જાડી હોય તો તેની માતા બાલક અવસ્થામાં મરણ પામે છે.

## પગ તળીયા ફળ.

૧૧૮ જે માણુસનાં પગના તળીયાં ગરમ હોય, પરસેવો ન થતો હોય, લાલ હોય, કમળના મધ્યભાગની માફક ક્રાંતિવાળા, ચીકણા અને સરખા હોય તો તે માણુસ રાજા થાય છે.

૧૧૯ જે માણુસના પગના તળીયાં ચાલતા છતાં પણ કોમળ હોય, અને પગમાં પૂર્ણ પ્રગટ ઉર્ધ્વ રેખા પડી હોય તો તે માણુસ રાજા થાય છે.

૧૨૦ જે માણુસના પગના તળીયાં પાંડુ રંગના હોય તો તે માણુસ અભક્ષ–માંસાદિ ખાનાર થાય છે, નાના તળીયા હોય તો તે દરિદ્રી થાય છે, રેખા વગરના કઠીણ, લુખા તથા ફાટેલ તળીયા હોય તો તે માણુસ દુઃખી થાય છે.

## બત્રીશ લક્ષણ તથા ફળ.

૧૨૧ જે પુરૂષના પાંચ અંગ લાંબા, ચાર અંગ નાના, ચાર અંગ સૂક્ષ્મ, છ અંગ ઉંચા, સાત અંગ લાલ, ત્રણ અંગ ગંભીર, અને ત્રણ વિશાલ હોય તો તે માણુસ ઉત્તમ લક્ષણવાળો ગણાય છે, આ લક્ષણો ખુલાસાથી બતાવે છે.

## પાંચ અંગ લાંબા બતાવે છે.

૧૨૨ જે પુરૂષના બે બાહુ ૧, બે નેત્રો ૨, બગલ ૩, બે નાસીકાનાં છીદ્રો ૪, અને બે સ્તનનો વચલો ભાગ ૫, આ પાંચ વાનાં જે માણુસનાં લાંબા હોય તો તે પ્રશંસાને પાત્ર બને છે.

## ચાર અંગ નાના બતાવે છે.

૧૨૩ ૧ ગ્રીવા, ૨ કમ્મર, ૩ જંઘા, અને ૪ પીઠ. કમ્મરની જગ્યાએ પુરૂષ ચિન્હને પણ ગણે છે. આ ચાર વાના જેના નાના હોય તો તે પુરૂષ નિશ્ચે કરી પૂજનીય બને છે.

## ચાર અંગ સૂક્ષ્મ બતાવે છે.

૧૨૪ ૧. આંગળીઓના પર્વ, ૨ દાંત, ૩ કેશ અને ૪ ત્વચા. આ ચાર વાના જેના સૂક્ષ્મ હોય તો તે માણસ લાંબુ આયુષ્ય ભોગવે છે, આંગુળીના પર્વ ઠેકાણે નખ પણ કેટલાક કહે છે.

## છ અંગ ઉંચા બતાવે છે.

૧૨૫ ૧ નાસીકા, ૨ નેત્ર, ૩ દાંત, ૪ લલાટ, ૫ શીર અને ૬ હૃદય, આ છ અંગ જેના ઉંચા હોય તો તે માણસ પ્રશંસા પાત્ર બને છે.

## સાત અંગ લાલ બતાવે છે.

૧૨૬ ૧ પગના તળીયા, ૨ હથેળી, ૩ નેત્રાના છેડા, ૪ નખો, ૫ તાળવુ, ૬ હોઠ, ખને ૭ જીહ્વા, આ સાત વાના જેના લાલ હોય તો તે માણસ પ્રશંસાપાત્ર બને છે.

## ત્રણઅંગગંભીર ત્રણવિસ્તીર્ણબતાવે છે.

૧૨૭ ૧ સ્વર, ૨ બુદ્ધિ, અને ૩ નાભિ. આ ત્રણવાના જેના ગંભીર–ઉંડા હોય અને ૧ છાતિ, ૨ મસ્તક, અને ૩ લલાટ અથવા ૧ કપાળ, ૨ હૃદય, અને ૩ પગના તળીયા. આ ત્રણવાના જેના વિસ્તારવાળા –પહોળા હોય તો તેને ચારે કોરથી લક્ષ્મી મળે છે.

૧૨૮ આ લક્ષણુવાળા પુરૂષો દયાળુ, દાતાર, રૂપવાન, જીતેં-દ્રીય, પરોપકાર પરાયણુ બને છે.

## પરચુરણુ વિશાલતા ફળ.

૧૨૯ જે માણુસની કમ્મર–કેડ વિશાળ હોય તો તે ઘણા પુત્ર વાળો બને છે, વિશાળ હાથવાળો મનુષ્યોમાં સુખી બને છે, છાતી વિશાળવાળો માણુસ ધન ધાન્યનો ભોગી બને છે, વિશાળ મસ્તકવાળો માણુસ પૂજનીય બને છે.

૧૩૦ જે માણુસનું પેટ વિશાળ હોય તો તે ભોગી તથા ધનવાન બને છે. જેની કમ્મર–કેડ, પગ, તથા ગંડ સ્થલ વિશાળ હોય તો તેને ઘણા પુત્રો તથા સ્રીઓ મળે છે,જેના નેત્રો વિશાળ હોય તો તે ધનવાન બને છે.

૧૩૧ જે માણુસના દાંત અને કેશ સ્નિગ્ધ હોય તો તે સોભાગ્યવાન બને છે, નેત્રો સ્નિગ્ધ હોય તો સુંદર વસ્રો પહેરનાર થાય છે, સંપૂર્ણ શરીરના સ્નિગ્ધ-પણાથી ઘણું ધન મળે છે,

૧૩૨ જે માણુસના શરીરનો વર્ણ પીળો તથા મલીન હોય, શરીર નાનું હોય નખ મોટા હોય, શરીર દુર્બળ અથવા લાંબુ હોય તો તે માણુસ નિશ્ચેકરી દરિદ્રી થાય છે.

૧૩૩ જે માણુસનું મુખ સોઇના જેવું હોય, પીઠનો ભાગ કુબડો હોય, દાંત કાળા, વસ્ર મલીન, વાંકુ નાક અથવા વજ્રના જેવું નાક હોય તો તે માણુસ દુષ્ટ મનવાળો બને છે.

૧૩૪ જે માણુસની હડપચી ઉપર દાઢીના વાળ ન હોય, જેની છાતી ઉપર વાળ ન હોય તે માણુસ નિઃસંદેહ ધૂર્ત બને છે.

૧૩૫ જે માણુસના નેત્રો ઊંચા હોય, કાણો હોય, બહેરો, લંગડો, અને જાડો હોય તો તે માણુસ નિશ્ચેકરી દુષ્ટ હોય છે.

૧૩૬ જે માણુસનું લલાટ ઉંચુ અને લાલચોળ હોય, પેટમાં ત્રણ વળીયા ન હોય તો તે માણુસ ઉન્મત્ત તથા ગાંડો બની પૃથ્વીમાં ફરે છે.

૧૪૭ જે માણુસની નાભી, હાથનું તળીયું, અને પીઠનો મધ્ય ભાગ, આ ત્રણે જેના ગંભીર–ઊંડા હોય તો તે રાજ્ય મેળવે છે.

## લલાટ ફળ.

૧૩૮ જે માણુસનું લલાટ છીપની માફક વિશાળ હોય તો તે આચાર્ય બને છે.

૧૩૯ જે માણુસના લલાટમાં નસો દેખાતી હોય તો તે અધર્મી થાય છે. પણ નસોથી સાથીયા જેવો આકાર બનેલ હોય તો તે ધનવાન થાય છે.

૧૪૦ જેનું લલાટ નીચું હોય તો તે વધ બંધનને પામે છે. અને કુરકર્મમાં આસક્ત બને છે. ઉંચા લલાટવાળો રાજા થાય છે. સાંકડા લલાટવાળો કૃપણ થાય છે.

૧૪૧ જેનું લલાટ અર્ધચંદ્રાકાર હોય અને કપાળમાં રોમવાળ ન હોય તો તે રાજા થાય છે.

૧૪૨ જેના લલાટમાં ત્રિશુળ, વજ્ર, અને ધનુષ્યના આકારની રેખા પડી હોય તો તે માણુસ રાજા થાય છે અને સ્ત્રીને વલ્લભ થાય છે.

૧૪૩ જેનું લલાટ પહોળું તથા ઉંચુ હોય તો તે ધનવાન બને છે, જેનું લલાટ અલ્પ—નાનું હોય તો તે અલ્પ આયુષ્ય વાળો થાય છે, અને વધ બંધનને પામે છે. ઊંચા નીચા લલાટ વાળો માણસ દુર્જન અને દુઃખી બને છે.

૧૪૪ જેના લલાટમાં ચાર રેખા આડી પડી હોય તો તે લાંબા વખત સુધી જીવે છે. વિદ્વાન થાય છે, અને સુખ ભોગ સારા મેળવે છે.

૧૪૫ જેના લલાટમાં પાંચ આડી રેખા પડી હોય તો તે પુત્ર તથા સોભાગ્યવાળો થાય છે, ત્રણ રેખા આડી પડી હોય તો તે ઓછુ આયુષ્ય ભોગવે છે, સાંગો-પાંગ એક આડી રેખા પડી હોય તો તે રાજા થાય છે.

૧૪૬ જેના લલાટમાં પાંચ રેખા પડી હોય, ગ્રીવા—ડોકમાં ચાર રેખા પડી હોય તો તે માણસ ભાગ્યશાળી બને છે,

૧૪૭ જેના લલાટમાં સ્પષ્ટ ત્રણ રેખા પડી હોય તો તે માણસ રાજા થાય છે.

## આયુષ્ય જ્ઞાન,

૧૪૮ જેના હાથની કનિષ્ઠા આંગુળીની નીચેથી નીકળતી આયુષ્ય રેખા, અનામીકા આંગુળીના પહેલા ભાગ સુધિ ગઈ હોય તો તેનુ આયુષ્ય વીશ વર્ષનું હોય છે.

૧૪૯ જેની આયુષ્ય રેખા કનિષ્ઠા આંગુળીના મૂળમાં ફેલાઈ ને ત્યાંજ રહી ગઇ હોય તો, અને છેદાઈ ન હોય તો તેનું વીશ વર્ષનું આયુષ્ય જાણવું.

૧૫૦ જેની આયુષ્ય રેખા આનામીકાના મૂલ સુધી ગઇ હોય અને છેદાણી ન હોય તો 'તેનુ ચાલીશ વર્ષનુ આયુષ્ય જાણવું.

૧૫૧ જેની આયુષ્ય રેખા મધ્યમા આંગુળીના મૂલ સુધી ગઇ હોય અને રેખા છેદાએલ હોય તો તેનું આડત્રીશ વર્ષનું આયુષ્ય જાણવું.

૧૫૨ જેની આયુષ્ય રેખા અનામીકા અને મધ્યમા આંગુળીની વચમાં જઇને મળી હોય તો તેનું પચાસ વર્ષનું આયુષ્ય હોય છે.

૧૫૩ જેની આયુષ્ય રેખા મધ્યમા આંગુળીના મૂલ પર્યંત ગઈ હોય તો તેનું આયુષ્ય સાઠ વર્ષનું હોય છે, આ રેખા છેદાએલ ન હોય તો એંષી વર્ષનું આયુષ્ય જાણવું.

૧૫૪ જેની આયુષ્ય રેખા તર્જની આંગુળીના મૂલ સુધિ ગઇ હોય અને છેદાએલ ન હોય તો તેનું સો વર્ષનું આયુષ્ય જાણવું. આજ રેખા તર્જની આંગુળીના છેડાના અંતપર્યંત ગઈ હોય અને જરા પણ છેદાએલ ન હોય તો તેનું એકસોને વીશ વર્ષનું આયુષ્ય હોય.

૧૫૫ જેની આયુષ્ય રેખા જરા પણ છેદ વગર મધ્યમા આંગુળી પર્યંત ગઇ હોય તો તે એંશી વર્ષ કે સો વર્ષ જીવે છે.

૧૫૬ જેની અખંડીત આયુષ્ય રેખા અનામીકા પર્યંત ગઈ હોય તો તે માણસ પચાસ કે સાઠ વર્ષ નિઃસંદેહ જીવે છે.

૧૫૭ જેના હાથમાં મણીબંધથી નીકલતી ઉર્ધ્વરેખા કનિષ્ઠા આંગુળીના મૂલ સુધી ગઇ હોય તો તેનું સો વર્ષનું આયુષ્ય હોય અને પરદેશ રહેનાર થાય છે.

૧૫૮ જેના હાથમાં અંગુઠા ઉપર શુભ લક્ષણવાળી ઉર્ધ્વરેખા પડી હોય તો ત માણસ મધ્યમ આયુષ્યવાળો રાજા સેનાપતિ, અગર ધનપાત થાય છે.

૧૫૯ જેની આયુષ્ય રેખા બીજી રેખાથી છેદાએલ હોય તો તેનું આયુષ્ય થોડું હોય, બીજી ઘણી રેખાઓથી આયુષ્યરેખા છેદાએલ હોય તો તેનું ખરાબ રીતે મરણ થાય છે.

૧૬૦ જે માણસની આંગુળીઓના પર્વો નાના હોય, પુરૂષ ચિન્હ મોટું હોય, છાતી રોમ તથા માંસ વગરની હોય, પીઠ સારી ન હોય, કાન તથા નાક ઉંચુ હોય, બોલતી વખતે તથા હસતી વખતે દાંતનુ માંસ દેખાતું હોય, ગાંડાની માફક ચારે કોર દેખ્યા કરતો હોય તો તેનું પચીસ વર્ષનું માત્ર આયુષ્ય હોય, સદરહુ બધા વાના હોય તો જ ૨૫ વર્ષ જીવે પરન્તુ નોખા નોખા એટલે કોઇક લક્ષણ હોય તો વિશેષ વર્ષ પણજીવે છે.

૧૬૧ જેના અંગુઠાના મૂલમાં રેખા હોય. અને આ રેખા જો નાની હોય તો તેનું અલ્પ આયુષ્ય હોય, જો આ રેખા મોટી હોય તો તેને પુત્રાદિની વૃદ્ધિ થાય છે, આ રેખા ઝીણી હોય તો કન્યા ઘણી થાય છે.

૧૬૨ જે માણસની આંગુળીઓ ગણત્રીમાં ઓછી કે અધિક હોય તો તે માણસ ધન ધાન્ય રહિત તથા અલ્પ આયુષ્યવાળો થાય છે.

## લલાટ ઉપરથી આયુષ્ય જ્ઞાન.

૧૬૩ જેના લલાટમાં આડી સીધી પાંચ રેખા પડી હોય તો તે સો વર્ષ જીવે છે.

૧૬૪ જેના લલાટમાં આડી સીધા છ રેખા પડી હોય તો તે એંશી વર્ષ જીવે છે.

૧૬૫ જેના લલાટમાં આડી સીધી ત્રણ રેખા પડી હોય તો તે સીતેર વર્ષ જીવે છે.

૧૬૬ જેના લલાટમાં આડી સીધી બે રેખા પડી હોય તો તે ચાલીશ વર્ષ જીવે છે.

૧૬૭ જેના લલાટમાં આડી સીધી એક રેખા પડી હોય તો તે વીસ વર્ષ જીવે છે.

૧૬૮ જેના કપાળમાં એક પણ રેખા ન હોય તો તે પચીસ વર્ષ જીવે છે.

૧૬૯ જેના લલાટમાં સરખી, ઉંડી કાન પર્યંત લાંબી પાંચ રેખા પડી હોય તો તેનું પૂર્ણ આયુષ્ય હોય છે.

૧૭૦ જેના કપાળમાં ચાર રેખા વાંકી દેખાય તો તે માણસનું આયુષ્ય એંશી વર્ષનું હોય, પાંચ રેખા હોય તો સો વર્ષનું આયુષ્ય હોય છે.

૧૭૧ જેના કપાળમાં પૂર્ણ ત્રણ રેખા પડી હોય તો તે સો વર્ષ જીવે છે અને ચાર રેખા સંપૂર્ણ હોય તો તે રાજા થાય છે, અને પંચાણુ વર્ષ જીવે છે.

૧૭૨ જેના કપાળમાં ત્રણ રેખા સ્પષ્ટ માલુમ પડે તો તે પુત્ર સહિત સુખી થાય છે, અને સાઠ વર્ષનું આયુષ્ય તેનું થાય છે.

૧૭૩ જેના કપાળમાં બે રેખા પડી હોય તો તેનું ચાળીશ વર્ષનું આયુષ્ય હોય, અને એક રેખા પડી હોય તો વીશ વર્ષનું આયુષ્ય હોય.

૧૭૪ જેના લલાટમાં ત્રણ રેખા કાન સુધી લાંબી હોય તો તે સો વર્ષ જીવે છે. આ રેખા બાબતમાં કોઇ એકનો એવો અભિપ્રાય છે.

૧૭૫ જેના લલાટમાં બે રેખા પડી હોય તો તે સીતેર વર્ષ જીવે છે. અને ત્રણ રેખા પડી હોય તો સાઠ વર્ષ જીવે છે. અને કાંઈક અસ્પષ્ટ રેખા પડી હોય તો તેનું વીશ વર્ષનું આયુષ્ય જાણવું.

૧૭૬ જેના લલાટમાં ત્રિશુલના આકારની રેખા પડી હોય તો તે ધન પુત્ર સહીત સો વર્ષ જીવે છે,

૧૭૭ જેના લલાટમાં છેદ વગરની પાંડુ રેખા પડી હોય તો તે એંશી વર્ષ જીવે છે.

## મરણ જ્ઞાન.

૧૭૮ આયુષ્ય રેખાની અંદર કાળી રેખા કે કાળા ડાઘા પડયા હોય તો તેને અગ્ની થકી મરણ હોય અથવા સ્ત્રીના અવર્ણવાદથી અથવા પાણીમાં બુડવાથી, આ ત્રણમાંથી ગમે તે એકથી મરણ થાય.

૧૭૯ આયુષ્ય રેખાને કે વંશ રેખાને સોયથી, અગ્ની શીખાથી, કે ભાલાના આકારવાળી રેખાથી, અગર જે આકારવાળી રેખાથી તે રેખા ભેદાયેલ જણાય તેનાથી તે માણુસનું મરણ થાય તેમ જાણવું.

## લલાટના ચિન્હોનું ફળ.

૧૮૦ જે માણુસના લલાટમાં મોટા ઘાના આકારની રેખા પડી હોય તો ત માણુસ ભાગ્યહીણ દુઃખી થાય છે.

૧૮૧ જેના લલાટમાં ધનુષ્યના આકારની રેખા પડી હોય તો તે માણુસ ધન ધાન્ય રહિત દુષ્ટ ચરિત્ર તથા દુષ્ટ સ્વભાવવાળો અધમ થાય છે.

૧૮૨ જેના લલાટમાં આવાઆકારની રેખા પડી હોય તો તે માણુસ ચોક્કસ કોઇ ઉંચા સ્થલથી પડીને મરે છે.

૧૮૩ જેના લલાટમાં = = આવા આકારની રેખા પડી હોય
તો < ^ > તે માણુસ હત્યા કરનાર બને છે.

૧૮૪ જેના લલાટમાં આવા આકારની રેખા પડી હોયતો તે માણુસ નર હત્યા કરનાર ક્રુર નીચ અને ઠગ બને છે.

૧૮૫ જેના લલાટમાં આવા આકારની રેખા પડી હોય તો તે માણુસ ફાંસીથી મરણ પામે છે.

૧૮૬ જેના લલાટમાં + = આવા આકારની રેખા પડી હોય તો તે માણુસ ફાંસીથી મરે છે.

૧૮૭ જેના લલાટમાં આવા આકારની રેખા પડી હોય તો તે માણુસ પાણીમાં ડુબીને ઘણું દુઃખ પામે છે.

૧૮૮ જેના લલાટમાં આવા આકારની રેખા પડી હોય તો તે માણુસ ચોક્કસ નર હત્યા કરનાર બને છે.

૧૮૯ જેના લલાટમાં આવા આકારની રેખા પડી હોય તો તે માણુસ શાંત સ્વભાવી, દરિદ્રી, બુદ્ધિમાન, ક્રોધિ, સરલસ્વભાવી, વ્યુત્પન્નમતિ, શાસ્ત્રાર્થમાં અનુરક્ત, અને ચતુર થાય છે.

૧૯૦ જેના લલાટમાં ડાબી બાજુના ભાગમાં અર્ધચંદ્રના આકારવાળી રેખા પડી હોય તો તે માણસ વાચાલ થાય છે.

૧૯૧ જેના લલાટમાં ═══ આવા આકારની રેંખા પડી હોય તો તે માણસ સરલ સ્વભાવી સુશીલ અને ધનવાન બને છે.

૧૯૨ જેના લલાટમાં ═══ આવા આકારની રેખા પડી હોય તો તે માણસ દરિદ્રી, લાંબોકાળ રોગી, થાય છે.

૧૯૩ જેના લલાટમાં આવા આકારની રેખા પડી હોય તો તે માણસ ભાગ્યશાળી, ધનવાન, અને શીઘ્ર બુદ્ધિવાળો થાય છે.

૧૯૪ જેના લલાટમાં આવા આકારની ત્રણ રેખા પડી હોય તો તે માણસ વાચાલ, સુંદર સ્વભાવવાળો, નીતિમાન, ભાગ્યશાળી, ધન્યવાદને પાત્ર, પ્રીય બોલનાર, બધા મનુષ્યોને પ્રિય કરનાર, મનોહર, અને આનંદને વૃદ્ધિ કરનાર થાય છે.

૧૯૫ જેના લલાટમાં આવા આકારની રેખા પડી હોય તો તે માણસ બળથી તથા લુચ્ચાઈથી ઘણુ ધન એકઠું કરનાર થાય છે.

૧૯૬ જેના લલાટમાંથી આવા આકારની રેખા પડી હોય તો તે માણસ કયારેક સુખી અને કયારેક દુ:ખી થાય છે.

## તલમસાદિ ચિન્હ ફળ:

૧૯૭ જે માણુસની ભમરના છેડે અથવા લલાટ ઉપર મસાનું ચિન્હ હોય તો તે માણુસ રાજા થાય છે.

૧૯૮ જે સ્ત્રીના નખો ઉપર ધોળા બિંદુ હોય તો તે સ્ત્રી પ્રાયે કરી ખરાબચાલની હોય છે.

૧૯૯ જે પુરૂષના નખો ઉપર પુષ્પના જેવા ચિન્હ હોય તો તે માણુસ પ્રાયે કરી દુઃખી થાય છે.

૨૦૦ જેના ડાબા ગાલ ઉપર લાલ વર્ણનો મસો હોય તો તેને જમવાને માટે મીષ્ટાન્ન મળે છે.

૨૦૧ જે માણુસની છાતી ઉપર તલ હોય અગર કાંઈપણ ન હોય તો તેને સોભાગ્ય દે છે.

૨૦૨ જે સ્ત્રીના જમણા સ્તન ઉપર તલનું ચિન્હ હોય તો તે સ્ત્રી ચાર કન્યા અને બે પુત્રોનો જન્મ આપે છે.

૨૦૩ જે સ્ત્રીના ડાબા સ્તન ઉપર લાલ તલનું અગર કાંઈ પણ લાલ ચિન્હ હોય તો તે સ્ત્રી પ્રથમ એક પુત્રનો જન્મ આપી પછી વિધવા બને છે.

૨૦૪ જે સ્ત્રીની યોનિના દક્ષિણ–જમણી બાજુના ભાગમાં તલ હોય તો તે સ્ત્રી રાજપત્ની થાય છે. અને રાજ્ય યોગ્ય પુત્રનો જન્મ આપે છે.

૨૦૫ જે સ્ત્રીની નાસીકાના અગ્રભાગ ઉપર લાલ રંગનો મસો હોય તો તે સ્ત્રી રાણી બને છે, પણ કાળો મસો હોય તો તે સ્ત્રી પતિઘાત કરનાર અથવા ખરાબ ચાલની થાય છે.

૨૦૬ જેની નાભિના નીચે તલ, મસો અથવા કોઈ પણ જાતનું ચિન્હ હોય તો તે ઉત્તમ ગણાય છે, પણ

ગુલ્ફ-ઘુંટી સ્થાનપર મસો કે કોઇ પણ ચિન્હ હોય તો તે માણસ દરિદ્રી થાય છે.

૨૦૭ જે સ્ત્રીની નાસીકાના અગ્ર ભાગ ઉપર કાળો તલ અથવા મસો હોય, જીભ તથા દાંત કાળા હોય તો તે સ્ત્રી દશ દિવસમાં પતિને મારે છે.

૨૦૮ જે સ્ત્રીના પેટના ડાબા ભાગમાં તલ કે મસો હોય તો તે સ્ત્રી ચોકશ રાજપત્ની થાય છે.

૨૦૯ જે સ્ત્રીના પડખાના ભાગમાં ચીકાશદાર મોટું તલનું ચિન્હ હોય તો તે સ્ત્રી ઘણા પુત્ર પૌત્રાદિનો જન્મ આપે છે.

૨૧૦ જે સ્ત્રીના ડાબા ગાલપર, હોઠના ડાબા ભાગપર, ડાબા હાથપર, ડાબા કાનપર અને ગળાના ડાબા ભાગપર અડદની દાળ જેવો તલ હોય તો તે સ્ત્રી સારૂ સુખ ભોગવે છે.

૨૧૧ જે સ્ત્રીના ડાબી બાજુના પેટ ઉપર લાલ વર્ણનો અડદની દાળ બરોબરનો તલ હોય તા તે સ્ત્રી સુખને પામે છે.

૨૧૨ જે સ્ત્રીના હાથમાં જમણી બાજુનો આવર્ત-ભમરો હોય તો તે શ્રેષ્ઠ છે, પણ ડાબી બાજુનો ભમરો સારો નહીં, આ મુજબ નાભિ, કાન અને હૃદય ઉપર જમણો ભમરો હોય તો તે શ્રેષ્ઠ પણ ડાબો ભમરો સારો નહીં.

૨૧૩ જે સ્ત્રીની જમણી બાજુની પીઠ ઉપર જમણો ભમરો હોય અથવા પીઠ કે નાભિની મધ્યમાં જમણો ભમરો હોય તો ઘણું આયુષ્ય અને પુત્રની વૃદ્ધિ કરનાર થાય છે.

૨૧૪ જે સ્ત્રીની યોનિના ઉપરના ભાગમાં જમણો ભમરો હોય તો તે સ્ત્રી રાજપત્ની થાય છે, તેમજ યોનિ ઉપર ગાડાના અમુક ભાગનું ચિન્હ હોય તો તે સ્ત્રી ઘણા પુત્રવાળી અને સુખી થાય છે.

૨૧૫ જે સ્ત્રીને યોનિના ભાગથી લઈ કેડ સુધીના ભાગમાં ભમરો હોય તો તે પતિ તથા સંતતિનો નાશકારક છે. પેટથી માંડી પીઠ સુધીના ભાગમાં જમણો ભમરો હોય તો તેપણ અશુભ છે.

૨૧૬ જે સ્ત્રીને ઉપર જણાવેલ બે આવર્તમાંથી પ્રથમનો આવર્ત હોય તો તે પતિનો નાશ કરે છે અને બીજો આવર્ત --ભમરો હોય તો તે સ્ત્રી ખરાબ ચાલની બને છે.

૨૧૭ જે સ્ત્રીના કંઠમાં દક્ષિણાવર્ત-ભમરો હોય તો તે સ્ત્રી વિધવા બને છે, અને અનેક દુઃખો ભોગવે છે.

૨૧૮ જે સ્ત્રીના સીમંતભાગ-સેંથીયાના ભાગમાં અથવા લલાટ ઉપર અથવા મધ્ય કૃકાટિકા-હઇડા ઉપર દક્ષિણાવર્ત-ભમરાનું ચિન્હ હોય તો તે સ્ત્રી એક વર્ષની અંદર વિધવા બને છે.

૨૧૯ જે સ્ત્રીના લલાટ ઉપર એક અથવા બે દક્ષિણાવર્ત-જમણો ભમરો અથવા વામાવર્ત--ડાબા ભમરાનું ચિન્હ હોય અથવા માથા ઉપર ડાબા ભાગમાં બે ડાબા ભમરા હોય તો ત સ્ત્રી દશ દિવસની અંદર વિધવા બને છે, આવી સ્ત્રીયો ત્યાગ કરવા યોગ્ય છે.

૨૨૦ જે સ્ત્રીને કેડ ઉપર ભમરો હોય તો તે સ્ત્રી કુલટા-વેશ્યા જેવી થાય છે.

૨૨૧ જે સ્ત્રીની નાભિ-ડુંટીમાં આવર્ત હોય તો તે સ્ત્રી પતિવૃતા બને છે.

૨૨૨ જે સ્ત્રીની પીઠ ઉપર ભમરો હોય તો તે સ્ત્રી વિધવા બને છે, અગર ખરાબ ચાલની થાય છે.

૨૨૩ જેની હથેળીમાં એક મુદ્રા–ચિન્હ વિશેષ હોય તો તે રાજા બને છે, દશ મુદ્રાવાળો મહા ધનવાન બને છે, ત્રણ મુદ્રાવાળો તેમજ મુદ્રા વગરનો દુખી થાય છે.

૨૨૪ જેની હથેળીમાં એક મુદ્રા હોય તો તે રાજા થાય છે, બે મુદ્રાવાળો ધનવાન થાય છે. ત્રણ મુદ્રાવાળો રોગી થાય છે અને ઘણી મુદ્રાવાળો ઘણા પુત્રોવાળો થાય છે.

૨૨૫ આ પ્રમાણે સામુદ્રીક શુભાશુભ લક્ષણ જણાવ્યા છે, વિદ્વાન માણસો બરોબર વિચાર કરી ફળ જણાવે તો સાચુંજ પડે છે.

## છિંક વિચાર ફળ.

૨૨૬ હવે છિંકનો વિષય જણાવવામાં આવે છે. સિંહની હાજરીથી જેમ બીજા વનચર જીવો ચાલ્યા જાય છે, તેમ છિંકના આવવાથી બીજા શકુનો નકામા થાય છે.

૨૨૭ કોઇ પણ કાર્યમાં પોતાની છિંક સારી ગણેલ નથી માટે પોતાને છિંક થાય તો કોઈ પણ કામ કરવું નહીં, ચાલતી વખતે ગાયને છિંક થાય તો તે પ્રાણનો નાશ કરનાર છે. આથી જવું બંધ રાખવું.

૨૨૮ કાંઇપણ કામ કરવા ઉઠતી વખતે પોતાની સન્મુખ છિંક થાય તો તે કામ ન કરવા તે જણાવે છે. પોતાની જમણી બાજુમાં છિંક થઇ હોય તો તે પણ કામ ન કરવા જણાવે છે. જમણી બાજુના કાન પાસે થતી છિંક ધન નાશ જણાવે છે, જમણા કાનના પાછળના ભાગપરની છિંક શત્રુ વૃદ્ધિ જણાવે છે, પીઠ પાછળની છિંક સારી ગણાય છે.

૨૨૯ ડાબા કાન પાસેની છિંક જય દેનાર છે, ડાબા કાનના પાછળની છિંક ભોગ દેનાર છે, ડાબા નેત્ર પાસે-ડાબી બાજુ સામેની છિંક બધા પદાર્થોનો લાભ દેનાર છે. આ મુજબ છિંક આઠ પ્રકારે છે.

૨૩૦ દગ્ધાદિશામાં છિંક થાય તો જનારને વિઘ્ન સુચવે છે.

૨૩૧ પ્રદિપ્તા દિશામાં છિંક થાય તો કંકાશને વૃદ્ધિ કરનાર છે.

૨૩૨ ધૂમિતા દિશામાં છિંક થાય તો રોગકારક કહેલ છે.

૨૩૩ શાંતાદિ દિશામાં છિંક થાય તો સમૃદ્ધિ તથા અર્થ લાભ દે છે.

૨૩૪ એક છિંક થયા પછી બીજે માણસે બીજી છિંક કરી, ત્રીજે માણસે ત્રીજી કરી, અગર એક માણસને બે ત્રણ છિંક થઇ, વૃદ્ધ માણસને કે બાલકને છિંક થઈ હોય, અગર કફાદિ કારણને લઇ, અગર જાણી જોઇને કોઇ છિંક કરે આ બધિ છિંકો નકામી ગણેલ છે.

૨૩૫ સુવાની પહેલા તથા ઉઠવા વખતે છિંક થાય તો તે છિંક સારી ગણાય નહીં.

૨૩૬ જમવાની આદિમાં છિંક થાય તો તે સારી ન ગણાય, પણ જમી રહ્યા પછી છિંક થાય તો તે સારી બીજે દિવસે સારૂ ભોજન મલે.

૨૩૭ શકુન જોવાની આદિમાં છિંક થય તો તે શકુન જોવાથી કાંઇ પણ ફાયદો નથી, શકુન જોયા પછી છિંક થઈ હોય તોપણ શકુન નકામા છે, કારણ કે છિંક તમામ શકુનને નકામા કરી દે છે.

૨૩૮ કોઇ પણ કાર્ય કરવાનો વિચાર કરતાં છિંક થાય તો તે કાર્ય અવશ્ય નાશ પામે છે. તેમજ કાર્ય કરનાર

માણસ પોતેજ કાર્ય કરવાનો વિચાર કરતાં છિંકે તોપણ અવશ્ય તે કામ નાશ પામે છે, માટે છિંક થાય તે વખતે કાંઇપણ કાર્ય કરવા વિચાર ન કરવો પણ થોડો વખત સ્થીરતા કરીને પછી કાર્ય કરવા વિચાર કરવો.

## અંગસ્ફુરણ જ્ઞાન ફળ.

૨૩૯ શરીરના અંગો ફરકવાથી જે લાભ કે હાની થાય છે તે વાત પૂર્વના આચાર્ય અહીં જણાવે છે.

૨૪૦ મસ્તક ફરકવાથી તરત રાજ્ય મળે છે. લલાટ ફરકવાથી જે સ્થાને પોતે રહે છે ત્યાંજ તેને દરેક રીતે વૃદ્ધિ થાય છે, અગર ઘર જમીન વિગેરેની વૃદ્ધિ થાય છે.

૨૪૧ ભ્રકુટી તથા નાસીકાના મધ્યનો ભાગ ફરકે તો વ્હાલા માણસનો સમાગમ થાય, નેત્ર તથા નાસીકાના મધ્યનો ભાગ ફરકે તો મદદગારોનો લાભ થાય.

૨૪૨ પુરૂષને જમણી આંખના નીચેના ભાગના બે છેડા તથા મધ્યનો ભાગ ફરકે તો અનુક્રમે જય, સુખ, અને ભોગ મળે, ઉપરનો ભાગ ફરકે તો અનુક્રમે દુઃખ, ક્ષય, અને ભય થાય છે.

૨૪૩ સ્ત્રીને માટે ડાબી આંખના ઉપરના ભાગના બે છેડા તથા મધ્ય ભાગ ફરકે તો અનુક્રમે જય, લાભ, અને સુખ મળે, પણ નીચેના ત્રણ ભાગ ફરકે તો અનુક્રમે ભય, ક્ષય, અને દુઃખ મલે છે.

૨૪૪ કાન ફરકે તો સારી વાત સાંભળે, સુખ મળે, નાસીકાના નસકોરા પાસેનો ભાગ ફરકે તો કંકાસ થાય, ગાલ ફરકે તો મીષ્ટાન્ન મલે ચીબુક—હડપચી ફરકે તો સ્ત્રીચુંબન મલે.

૨૪૫ ગંડસ્થળ-કપાળ ફરકે તો સ્ત્રીનો લાભ થાય, હોઠ ફરકે તો સારૂ ભોજન તથા ઇષ્ટ જનની પ્રાપ્તિ થાય, સ્કંધ ફરકે તો વૃદ્ધિ થાય, ગળુ ફરકે તો લાભ થાય.

૨૪૬ ભુજા ફરકે તો મીત્ર સમાગમ થાય, હાથ ફરકે તો ધનની પ્રાપ્તિ થાય, પીઠ ફરકે તો પરાજય થાય, હૃદય ફરકે તો જય થાય.

૨૪૭ બે પડખા ફરકે તો આનંદ રહે, સ્તન ફરકે તો વિષયસુખ મળે, કેડ ફરકે તો બળ તથા આનંદ મળે, નાભિ ફરકે તો નીજ દેશનો નાશ થાય.

૨૪૮ આંતરડાં ફરકે તો ધનની વૃદ્ધિ થાય, હૃદયની અંદરનો ભાગ ફરકે તો દુઃખ મળે તથા ધનનો નાશ થાય, કુખ-બગલ તથા ગુદા ફરકે તો વાહન મળે, પુરૂષચિન્હ ફરકે તો સ્ત્રી મળે.

૨૪૯ અંડકોષ ફરકે તો પુત્રનો જન્મ થાય, નાભીની નીચેનો ભાગ ફરકે તો સ્ત્રીઓની વૃદ્ધિ થાય, ઉરૂ-સાથળના પાછળનો ભાગ તથા આગળનો ભાગ તથા ભુજા ફરકે તો મદદગારનો લાભ થાય.

૨૫૦ જાનુ ફરકે તો શત્રુ સાથે જલદી સુલેહ થાય, જંઘા ફરકે તો લાભની હાણી થાય, પગના તળીયા ફરકે તો લાભની હાણી થાય, તથા પરદેશ જવાનું થાય અને લાભ પણ થાય.

**इतिश्री रेखादर्शने पुरुषाधिकारे पुरुषलक्षण प्रबोधको द्वितीय विभागे प्रथमोल्लासःसमाप्त.**

ૐ નમઃ

# સ્ત્રીલક્ષણુ અધિકાર.

## હાથ જોવાની રીત

૧ સ્ત્રીઓનો મુખ્યત્વે કરી ડાબો હાથ જોવાય છે, પુરૂષ સ્વભાવવાળી સ્ત્રીનો જમણો હાથ જોવાય છે. છતાં બંને હાથમાં પડેલ રેખા તરફ લક્ષ્ય આપી પછી ફળ કહેવાથી વધારે સાચું પડે છે. આથી જોવામાં બંને હાથ ઉપયોગી છે.

## હથેળી ફળ.

૨ જે સ્ત્રીના હાથની હથેળી કોમળ, વચમાં ઉંચી, લાલ વર્ણની, છીદ્ર વગરની, સારી રેખાઓ સહીત હોય તો તે સ્ત્રી ઉત્તમ શુભકારક છે.

## હસ્તગત લક્ષણુ ફળ.

૩ જે સ્ત્રીના હાથમાં નંદાવર્તનું ચિન્હ હોય તો તે સ્ત્રી ચક્રવર્તીની પત્ની થાય છે, શંખ, છત્ર, તથા કાચબાનું ચિન્હ હોય તો તે સ્ત્રી રાજમાતા થાય છે.

૪ જે સ્ત્રીના હાથમાં ગઢ, તથા તોરણના આકારની રેખા પડી હોય તો તે સ્ત્રી દાસના કુલમાં જન્મી હોય તો પણ ત રાજપત્ની બને છે.

૫ જે સ્ત્રીના હાથમાં કુંડળ, ચક્ર, ચામર, અંકુશ અને ધનુષના આકારનું ચિન્હ પડેલ હોય તો તે સ્ત્રી પુત્રનો જન્મ દે છે, અને રાજપત્ની બને છે.

૬ જે સ્ત્રીના હાથમાં અંકુશ, કુંડલ, અને વાહનના આકારની રેખા પડી હોય તો તે સ્ત્રી લાંબા આયુષ્યવાળા પતિને પામી પુત્રની વૃદ્ધિ કરનાર થાય છે.

૭ જે સ્ત્રીના હાથમાં પ્રાસાદ તથા વજ્રના આકારની રેખા પડી હોય તો તે સ્ત્રી તીર્થંકર પુત્રનો જન્મ આપે છે.

૮ જે સ્ત્રીના હાથમાં માછલીનું ચિન્હ પડેલ હોય તો તે સ્ત્રી સોભાગ્યવતી થાય છે. સાથીયાના ચિન્હથી પુત્રવાળી બને છે, કમળના ચિન્હથી દાતાર થાય છે, અને રાજપુત્રનો જન્મ આપે છે.

૯ જે સ્ત્રીના હાથમાં કમળ તથા પૂર્ણકલશનું ચિન્હ હોય તો તે સ્ત્રી રાજપતિન થાય છે, તેમજ પુત્ર પૌત્રાદિની વૃદ્ધિ થાય છે.

૧૦ જે સ્ત્રીના હાથપગમાં લાલ રંગની રેખા પડી હોય, તેમજ નખો લાલ હોય તે સ્ત્રી લાંબા કાળ સુધી જીવે છે, અને ઘણા પુત્ર પૌત્રનું સુખ ભોગવે છે.

૧૧ જે સ્ત્રીના હાથમાં હળ તથા ગાડાના આકારની રેખા પડી હોય તો તે સ્ત્રી ખેડુતની પત્ની થાય છે.

## ઉર્ધ્વ રેખા ફળ.

૧૨ જે સ્ત્રીના હાથમાં તેમજ પગના તળીયામાં ઉર્ધ્વ રેખા મણીબંધથી નીકળી મધ્યમા આંગળી સુધી ગઇ હોય તો ત સ્ત્રી જીંદગીભર પતિવાળી, સૌભાગ્યવાળી અને પુત્ર પૌત્રાદિ સંપદાવાળી થાય છે.

૧૩ સ્ત્રી હોય કે પુરૂષ હોય જેના હાથની હથેળીમાં આ ઉર્ધ્વરેખા પડી હોય તો ત રાજ્ય પામે છે, સુખ ભોગવે છે અને પુત્ર પૌત્રાદિથી વંશવૃદ્ધિ પામે છે.

૧૪ જે સ્ત્રીના હાથના તળીયામાં ઉર્ધ્વ રેખા પડી હોય તો તે સ્ત્રી નીચ: કુળમાં જન્મી હોય તો પણ રાજપત્ની થાય છે.

૧૫ જે સ્ત્રીના પગમાં ઉર્ધ્વરેખા પડી હોય તો તે સ્ત્રી રાજપત્ની થાય છે, આ ઉર્ધ્વરેખા મધ્યમા આંગુળીને જઇ મળી હોય તો આયુષ્યપર્યંત અખંડ સુખને ભોગવે છે.

## વિધવા તથા અન્ય લક્ષણ.

૧૬ જે સ્ત્રીના હાથમાં ઘણી રેખા પડી હોય તો તે સ્ત્રી વિધવા થાય છે.

૧૭ જે સ્ત્રીના હાથમાં અંગુઠાના મૂલમાંથી રેખા નીકળી કનીષ્ઠા આંગુળી પર્યંત જાય તો તે સ્ત્રી વિધવા બને છે.

૧૮ જે સ્ત્રીના હાથની તર્જની–પહેલી આંગુળી છેદાએલ હોય તો તે સ્ત્રી વિધવા બને છે.

૧૯ જે સ્ત્રીના હાથના પાછળના ભાગમાં રોમ–વાળ હોય, નસો દેખાતી હોય માંસ રહીત હોય તો તે સ્ત્રી વિધવા બને છે.

૨૦ જે સ્ત્રીના હાથ ટુંકા હોય અને સ્તન લાંબા હોય તો તે સ્ત્રી પતિને મારી બીજાને જાય છે.

૨૧ જે સ્ત્રીના હાથમાં બીલકુલ રેખા ન હોય તો તે સ્ત્રી દરિદ્રીણી થાય છે.

૨૨ જે સ્ત્રીના હાથની હથેળીમાં ઘણી નસો દેખાતી હોય તો તે સ્ત્રી ભીખારણ બને છે.

૨૩ જે સ્ત્રીની મધ્યમા–બીજી આંગુળી છેદાએલ હોય તો તે સ્ત્રી કુટીલ બને છે.

૨૪ જે સ્રીની અનામીકા–ત્રીજી આંગુળી છેદાએલ હોય તો તે સ્રી કલેશપ્રીય બને છે.

૨૫ જે સ્રીની કનીષ્ટા–ચોથી આંગુળી છેદાએલ હોય તો તે સ્રી દુ:ખ ભોગવવાવાળી બને છે.

૨૬ જે સ્રીના હાથની મોટી આંગુળીઓ, મોટું નાક, મોટું મોઢુ, શિથિલ સ્તનો અને મોટા નખો હોય તો તે સ્રી કાયમ માટે દુખણી રહે છે.

૨૭ જે સ્રીના હાથ ઉપર રોમ–વાળ ન હોય, નસો દેખાતી ન હોય, હાથની પાછળનો ભાગ ઉંચો હોય તો તે સ્રી ઉત્તમ ગણાય છે, અને સુખ ભોગવે છે.

## પાદાંગુળી લક્ષણ ફળ.

૨૮ જે સ્રીના પગની આંગુળીઓ કોમળ, પરસ્પર મળેલ, ગોળ તથા ઉંચી હોય તો તે સ્રી કલ્યાણ કરનારી થાય છે.

૨૯ જે સ્રીના પગની આંગુળીઓ ચીપટી હોય તો તે સ્રી દાસી થાય છે.

૩૦ જે સ્રીના પગની આંગુળીઓ પરરપર ઘણી છેટી હોય તો તે સ્રી દરિદ્રી થાય છે.

૩૧ જે સ્રીના પગની આંગુળીઓ એક બીજા ઉપર પરસ્પર ચડેલ હોય તો તે સ્રી ઘણા પતિને મારી બીજાની દાસી થાય છે.

૩૨ જે સ્રીના પગની તર્જની–પહેલી આંગુળી, મધ્યમા–બીજી આંગુળી અથવા અનામીકા–ત્રીજી આંગુળી ચાલતી વખતે જમીનને ન અડે તો તે સ્રી કન્યા અવસ્થામાં સુખ સોભાગ્ય રહીત થાય છે.

૩૩ જે સ્ત્રીના પગની તર્જની–પહેલી આંગુળી અંગુઠા કરતાં મોટી હોય તો તે સ્ત્રીકન્યા અવસ્થામાંજ સંદેહ રહીત વ્યભિચારીણી થાય છે.

૩૪ જે સ્ત્રીના પગની અનામીકા–ત્રીજી આંગુળી તથા અંગુઠો ચાલતી વખતે જમીનને ન અડે તો તે સ્ત્રી પતિને મારનાર થાય છે તેમજ સ્વતંત્ર બને છે.

૩૫ જે સ્ત્રીના પગની કનીષ્ટા તથા અનામિકા આંગુળી ચાલતી વખતે જમીનને ન અડે, તેમજ તર્જની આંગુળી અંગુઠાથી મોટી હોય તો તે સ્ત્રી વ્યભિચારીણી થાય છે.

૩૬ જે સ્ત્રીના બંને પગની બંને અનામીકા આંગુળી ચાલતી વખતે જમીનને ન અડે તો તે સ્ત્રી પતિને મારનાર થાય છે, અને પોતે વિધવા બની લાંબો કાળ જીવે છે.

૩૭ જે સ્ત્રીના પગની કનીષ્ટા આંગુળી જમીનને ન અડે તો તે સ્ત્રી પ્રથમ ભરથારને મારી બીજાને જાય છે, પુત્ર પણ મરણ પામે છે.

૩૮ જે સ્ત્રીના પગની આંગળીઓ લાંબી હોય તો તે સ્ત્રી વેશ્યા કુલટા–વેશ્યા જેવી થાય છે, પાતળી આંગળીઓ હોય તો તે નિર્ધન થાય છે, ઘણી નાની હોય તો અલ્પ આયુષ્યવાળી થાય છે, વાંકી ચુંકી હોય તો ખરાબ વર્તનવાળી થાય છે.

૩૯ જે સ્ત્રીના પગની આંગુળીઓ જુદી જુદી ઘણી દૂર દેખાતી હોય, આંખો પીળી હોય, ઘણા શરીરમાં રોમવાળ હોય તો તે સ્ત્રી વિધવા બને છે.

૪૦ જે સ્ત્રીના પગની આંગુળીઓ પરસ્પર મળેલી હોય, નખ લાલ હોય, નસો યુક્ત હોય, કાચબાની માફક ઉંચી હોય તો તે સ્ત્રી રાજપત્ની થાય છે.

## પાદ લક્ષણ ફળ.

૪૧ જે સ્ત્રીના પગમાં વજ્ર, કમળ, તથા હળનું ચિન્હ હોય તો તે સ્ત્રી દાસી હોય તોપણ રાણીની માફક સંપૂર્ણ સુખ ભોગવે છે,

૪૨ જે સ્ત્રીના પગમાં ચક્ર, સાથીઓ, શંખ, ધ્વજ કમળ, મચ્છ, તથા છત્રની રેખા પડી હોય તો તે સ્ત્રી રાજ-પત્ની થાય છે.

૪૩ જે સ્ત્રીની ચાલ રાજહંસ તથા હાથણીની સમાન હોય, કેડનો મધ્ય ભાગ સિંહ સમાન હોય તો તે સ્ત્રી સારૂં સુખ ભોગવે છે.

## પાદ અંગુષ્ટ ફળ લક્ષણ.

૪૪ જે સ્ત્રીના પગનો અંગુઠો પહોળો તથા લાંબો ઘણો હોય તો તે સ્ત્રી પતિહીણ તથા ભાગ્યહીણ થાય છે.

૪૫ જે સ્ત્રીના પગનો અંગુઠો ઉંચો, પુષ્ટ અને ગોળ હોય તો તે સ્ત્રી ઘણું સુખ ભોગવે છે, પણ જો તે અંગુઠો વાંકો, નાનો, ચપટો હોય તો સુખ સોભાગ્યને નાશ કરે છે.

## ગંડસ્થળ ફળ લક્ષણ.

૪૬ જે સ્ત્રીના હસવાથી કપોળ–ગંડસ્થળમાં કુવાના જેવો ખાડો પડી જાય તો તે સ્ત્રી પતિને મારે છે. અને દાસી બની બીજાના ઘરમાં જીવે છે.

## પેટાદિ લંબાઈ ફળ લક્ષણ.

૪૭ જે સ્ત્રીના પેટની લંબાઈ વધારે હોય તો તે સ્ત્રી સસરાને મારે છે.

૪૮ જે સ્ત્રીના કપાળની લંબાઇ વધારે હોય તો તે સ્ત્રી દીયરને મારે છે.

૪૯ જે સ્ત્રીની યોનિની લંબાઇ વધારે હોય તો તે સ્ત્રી પતિને મારે છે.

## સાથળ લક્ષણ ફળ.

૫૦ જે સ્ત્રીના બંને સાથળ હાથીની સુંઢની માફક સરખા હોય. રોમ વગરના હોય તો તે ઘણા ઉત્તમ ગણાય છે.

૫૧ જે સ્ત્રીના સાથળમાં નસ ન દેખાય, સ્નિગ્ધ–ચીકાશદાર ઘન–મજબુત ગોળ, અને રોમ–વાળ રહીત હોય તો તે સ્ત્રી રાજપત્‌ની થાય છે.

૫૨ જે સ્ત્રીના સાંથળમાં રોમ–વાળ હોય તો તે સ્ત્રી વિધવા બને છે. ચીપટો સાથળ હોય તો દોર્ભાગ્યને પામે છે, સાથળમાં છીદ્ર હોય તો તે સ્ત્રી દુખી થાય છે, ચામડી કઠીણ હોય તો તે સ્ત્રી દરિદ્રી થાય છે.

## છાતી લક્ષણ ફળ.

૫૩ જે સ્ત્રીની છાતી અઢાર આંગુળની હોય, પહોળી તથા પુષ્ટ હોય તેમજ ઉંચી છાતી હોય તો તે સ્ત્રી સુખી થાયછે.

૫૪ જે સ્ત્રીની છાતી ઉપર વાળ હોય તો તે સ્ત્રી વિધવા બને છે, અને દુખ પામે છે.

૫૫ જે સ્ત્રીની આત મજબુત અને વિસ્તારવાળી છાતી હોય, તેમજ ઉપરના હોઠ ઉપર વાળ હોય, મુછના ઠેકાણે ઝીણા વાળ હોય તો તે સ્ત્રી વિધવા બને છે.

### સ્તન લક્ષણ ફળ

૫૬ જે સ્ત્રીના સ્તન મૂળમાં મોટા, પછી ક્રમસર કૃશ-પાતળા હોય. ઉપરનો ભાગ તીક્ષ્ણ હોય તો તે સ્ત્રી પ્રથમ વયમાં સુખ પામે છે, પણ પાછળથી દુખ પામે છે.

૫૬ જે સ્ત્રીનો જમણો સ્તન ઉંચો હોય તો તે સ્ત્રી પ્રથમ પુત્રનો જન્મ આપે છે, અને ડાબો સ્તન ઉંચો હોય તો **તે સ્ત્રી** પ્રથમ પુત્રીનો જન્મ આપે છે.

૫૭ જે સ્ત્રીના સ્તનો લાંબા, પહોળા, પેટ ઉપર પડતા હોય તો તે સ્ત્રી વિધવા બને છે.

૫૮ જે સ્ત્રીના સ્તનો રોમવાળા હોય, કાન ઉંચા નીચા હોય, દાંત ભયંકર તથા નાના મોટા હોય તો તે સ્ત્રી ભય તથા ક્લેશને આપનાર બને છે.

૫૯ જે સ્ત્રીના સ્તનો રેંટની ઘડી જેવા હોય તો તે સ્ત્રી દુઃખી બને છે.

૬૦ જે સ્ત્રીના સ્તન ઉપર વાળ હોય તો તે સ્ત્રી ક્લેશ આપનાર બને છે.

### લલાટ લક્ષણ ફળ

૬૧ જે સ્ત્રીના લલાટમાં ત્રિશુળના આકારની રેખા પડી હોય તો તે સ્ત્રી હજારો સ્ત્રીઓની માલીક બને છે.

૬૨ જે સ્ત્રીનું લલાટ નસો વગરનું, રોમવગરનું, અર્ધ ચંદ્રાકારનું, ઉંચુ, ત્રણ આંગુલ પ્રમાણનું હોય તો તે સ્ત્રી આરોગ્યવાન તથા સોભાગ્યવાન થાય છે.

૬૩ જે સ્ત્રીના લલાટમાં સ્વસ્તીક–સાથીયાનું ચિન્હ હોય તો તે સ્ત્રી રાજ્ય સંપદા પામે છે.

૬૪ જે સ્ત્રીના લલાટમાં એક રેખા પડી હોય તથા શ્રી વત્સનું અથવા સાથીયાનું ચિન્હ હોય તો તે સ્ત્રી ઉત્તમ લક્ષણવાળી સુખ દેનાર હોય છે.

૬૫ જે સ્ત્રીના લલાટમાં કાળા અથવા પીળા રંગવાળું ત્રિશુળનું ચિન્હ હોય તો તે સ્ત્રી પાંચ પુત્રોનો જન્મ આપે છે અને ધન ધાન્યને વૃદ્ધિ કરે છે.

## મસ્તક લક્ષણ ફળ

૬૬ જે સ્ત્રીનું મસ્તક રોમ, રજ, અને નસોવાળું હોય તો તે સ્ત્રી રોગવાળી થાય છે.

૬૭ જે સ્ત્રીનું મસ્તક જાડું હોય તો તે સ્ત્રી વિધવા બને છે. લાંબા મસ્તકવાળી સ્ત્રી કુલટા–વેશ્યા જેવી થાય છે, અને વિશાળ મસ્તકવાળી સ્ત્રી દૌર્ભાગ્યવાળી થાય છે.

## દાંત, હોઠ, અને જીભના લક્ષણ ફળ

૬૮ જે સ્ત્રીના દાંત છુટા છુટા હોય, હોઠ તથા જીભ કાળી હોય તો તે સ્ત્રી પ્રથમ પતિને મારી બીજાને જાય છે.

૬૯ જે સ્ત્રીના નાકના અગ્રભાગ ઉપર તલ અગર મસો હોય, દાંત કાળા હોય, જીહવા કાળી હોય તો તે સ્ત્રી દશ દીવસમાં વિધવા બને છે પતિને મારે છે.

૭૦ જે સ્ત્રીની કાળી જીહવા, લાંબ હોઠ, પીળા નેત્રો, અને ઘર્ઘર સ્વર હોય તો તે સ્ત્રી દશ માસે પતિને મારે છે.

૭૧ જે સ્ત્રીની જંઘા, સ્તન, અને હોઠ ઉપર રોમ હોય તો તે સ્ત્રી તરત વિધવા બને છે.

## ગ્રીવા તથા કેશ લક્ષણ ફળ

૭૨ જે સ્ત્રીની ગ્રીવા–ડોક કોમળ, તથા કંબુના જેવી હોય, છાતિ ઉપર રોમ ન હોય તો તે સ્ત્રી સુલક્ષ વાળી ઉત્તમ જાણવી.

૭૩ જે સ્ત્રીની ગ્રીવા નાની હોય અને યોનિ લાંબી હોય તો તે સ્ત્રી કુલનો નાશ કરે છે.

૭૪ જે સ્ત્રીની ગ્રીવામાં ત્રણ રેખા પડી હોય, પેટમાં ત્રણ વળયા પડયા હોય તો તે સ્ત્રી સુખ સારૂં ભોગવે છે.

૭૫ જે સ્ત્રીના કેશ ઘણા બારીક હોય, ગૌર વર્ણના હોય તો તે સ્ત્રી આઠ પુત્રનો જન્મ આપે છે, અને ઘણું સુખ ભોગવે છે.

૭૬ જે સ્ત્રીના કેશ ચીકાશદાર છે, નેત્રો વિશાળ છે, સ્થીરતા તેમજ ધૈર્યતાવાળી છે, જેના શરીરની ચામડી કોમળ છે, મુખ સુંદર છે, તે સ્ત્રી સોભાગ્યને પામે છે.

## નેત્ર લક્ષણ ફળ

૭૭ જે સ્ત્રીના નેત્રો નીલ કમળના જેવા નાસીકા તથા કાન સુધી લાંબા હોય, લલાટ તથા ભ્રમર બીજના

ચંદ્રમા સમાન વાંકી તથા પહોળી હોય તો તે સ્ત્રી સુલક્ષવાળી જાણવી.

૭૮ જે સ્ત્રીનું શરીર કોમળ છે, મૃગની માફક જેના નેત્રો, જાનુ, અને પેટ છે, તે સ્ત્રી દાસી હોય તો પણ રાજપત્ની થાય છે.

## શરીર વર્ણ લક્ષણ ફળ

૭૯ જે સ્ત્રીનું શરીર સંપૂર્ણ ગૌર વર્ણનું હોય, પરંતુ પીઠનો ભાગ કાંઈક લાલ હોય, નાસીકા આવર્તવાળી લાંબી હોય તો તે સ્ત્રી ચોકશ રાજપત્ની થાય છે.

૮૦ જે સ્ત્રીના શરીરનો વર્ણ સુંદર, પ્રસન્ન નેત્રો, સુંદર રોમ રાજી, મૃદુ પેટ, અને કમળ જેવા નેત્રો હોય તો તે સ્ત્રી પુત્રો સહીત સારૂં સુખ પામે છે.

૮૧ જે સ્ત્રીનું શરીર ગૌર વર્ણનું અગર કાળું હોય પરંતુ શરીર, મુખ, દાંત સ્તન, મસ્તક, ચરણ અને નેત્ર ચીકાશદાર હોય તો તે સ્ત્રી સુખ સારૂં ભોગવે છે.

૮૨ જે સ્ત્રીનુ મુખ ચંદ્રમા સમાન છે, શરીરની કાંતિ ઉગતા સૂર્ય સમાન છે; નેત્રો લાલ તથા વિશાળ છે, આવી સ્ત્રીને પરણનાર માણુસ ઘણું સુખ ભોગવે છે.

૮૩ જે સ્ત્રીનો વર્ણ અતિ ધોળો, અતિ કાળો, કે અતિ લાલ હોય, પીળા કેશ હોય, ભ્રકુટી–ભમર બંને મળેલ હોય, અને અતિ શીઘ્ર હોય તો તેવી સ્ત્રીઓ બુદ્ધિમાનોએ ત્યાગ કરવા યોગ્ય છે, સુખ દેનાર હોતી નથી.

## સારા સુલક્ષણ ફળ

૮૪ જે સ્ત્રીના સ્તન વિસ્તારવાળા છે. ૧. ઢીંચણ સુધી લાંબા જેના હાથ છે. ૨. રોમ વગરની જેની દેહ છે. ૩. વંશના પત્રની સમાન વિસ્તૃત જની યોનિ છે.૪. કેડ. ૫. લલાટ ૬. તથા સાથળ કાચબાની માફક જેના ઉંચા છે. ૭. અને ગુપ્ત છે મણી જેનો. ૮ આવા લક્ષણવાળી સ્ત્રી ઘણી લક્ષ્મી આપનાર થાય છે.

૮૫ જે સ્ત્રીના સ્તન પુષ્ટ છે. ૧ ગંડ સ્થળ પુષ્ટ છે. ૨ દાંત ધોળા તથા સરખા છે. ૩ આંખો કમળના પત્ર જેવી છે. ૪ હોઠ બીંબફળના જેવા છે. ૫ નાસીકા જેની લાંબી છે. ૬ હાથીના જેવી જની ગતિ છે. ૭ દક્ષિણાવર્તવાળી જેની નાભિ છે. ૮ ચીકાશદાર જેનું અંગ છે. ૯ સુંદર છે જેનો વેષ ૧૦ કોમળ તથા વિસ્તારવાળી જેની યોનિ છે. ૧૧ જેનો સુંદર સ્વર ૧૨ તથા સુંદર કાંતિ છે ૧૩. સોભાગ્યવાળી ૧૪ અને પુત્રવાળી ૧૫ આવા ઉત્તમ લક્ષણવાળી સ્ત્રીનો પતિ રાજા થાય છે.

## ખરાબ કુલક્ષણ ફળ

૮૬ જે સ્ત્રીના પીળા નેત્રો છે, ૧ કુવાની માફક ઉંડા છે ગંડ સ્થલ જેના ૨ કઠોર છે સ્વર જેનો ૩ જાડી છે જંઘા ૪ તથા કેશ જેના ૫ લુખી છે આંખો જેની ૬ વાંકી છે નાસીકા જેની ૭ છુટા છુટા છે દાંત જેના

૮ કાળું છે તાળવું ૯ હોઠ ૧૦ અને જીહવા જેની ૧૧. શુષ્ક છે શરીર જેનું ૧૨ પરસ્પર મળેલ છે ભમર જેની ૧૩ ઉંચા નીચા છે સ્તનો જેના ૧૪ ઘણી ઠીંગણી ૧૫ અને ઘણી લાંબી ૧૬ આવા લક્ષણવાળી સ્ત્રીઓ સુખ તથા ધન રહીત બની દુષ્ટ શીળવાળી થાય છે.

૮૭ જે સ્ત્રીઓ પરને અનુસારે ચાલનાર છે ૧ પારકે ઘેર રસોઈ કરનાર છે ૨ વિવાદ કરનાર છે ૩ સ્વછંદે ચાલનાર છે ૪ આક્રંદ કરનાર છે ૫ ઘેર ઘેર ભટકનાર છે ૬ આવી સ્ત્રીઓ ઘણા છોકરાવાળી હોય તો પણ ત્યાગ કરવા યોગ્ય છે.

૮૮ જે સ્ત્રીનું મુખ કાગડાના જેવું હોય, શરીર માંસ રહીત હોય, શરીર ઉપર રોમ ઘણા હોય તો તેવી સ્ત્રી ત્યાગ કરવા યોગ્ય છે.

૮૯ જે સ્ત્રીના બંને પડખા તથા સ્તનો રોમવાળા હોય તથા નીચલો હોઠ ઉંચો હોય તો તે સ્ત્રી જલદી પતિને મારે છે—તે વિધવા બને છે.

૯૦ જે સ્ત્રી ઘણી ઉંચી, ઘણી ઠીંગણી, ઘણી જાડી, ઘણી પાતળી ઘણી કાળી તેમજ બીહામણી હોય તો તે સ્ત્રી કલહ કરનાર થાય છે.

૯૧ જે સ્ત્રીનું પેટ લાંબુ હોય મસ્તક જાડું હોય, લાલ અગર પીળી આંખો હોય તો તે સ્ત્રી પતિનું ઉપાર્જન કરેલ ધન બીજા ધણીની સાથે ભોગવે છે.

૯૨ જે સ્ત્રીના લલાટ, ઉદર, અને યોનિને વિષે ત્રણ આવર્ત-ભમરા પડેલ હોય તો તે સ્ત્રી લલાટના ભમરાથી દીયરને મારે છે. ઉદર-પેટના ભમરાથી સસરાને મારે છે, અને યોનિના ભમરાથી પતિને મારે છે.

૯૩ જે સ્ત્રીના હાથ બીજોરાના ફળની માફક ટુંકા હોય, અને સ્તન લાંબા હોય તો તે સ્ત્રી પોતાના પતિને ત્યાગી બીજો પતિ કરે છે.

૯૪ જે સ્ત્રીના અંગ અને ઉપાંગ ઉપર ઘણા રોમ-વાળ હોય તો તે સ્ત્રીને વિષ કન્યા માફક ગણી તેનો ત્યાગ કરવો.

### *નામ પાડવા બાબત.

૯૫ જે સ્ત્રીઓના નામ નદી, ફળ, અને દેવીઓના નામ ઉપર પડેલ હોય તો તે નામ સારા નહી ફેરવી નાંખવા.

૯૬ જે સ્ત્રીના નામ તીર્થના નામ ઉપર પડેલ હોય તો તે સ્ત્રીઓ પરિવાર રહીત થાય છે.

૯૭ જે સ્ત્રીઓના નામ વૃક્ષના નામ ઉપર પડેલ હોય તો તે સારા ગણાતા નથી માટે તે નામો કદી પણ પાડવા નહીં.

### જુદા કાઢેલા વિધવાનાં લક્ષણો.

૯૮ જે સ્ત્રીના હાથમાં ઘણી રેખા પડી હોય તો તે સ્ત્રી વિધવા બને છે.

---

* શુભાશુભ કર્મના ઉદયથી જ્યાં સુખદુખ મલતાં હોય ત્યાં આવા નામો પાડવાથી અડચણ શું તે કાંઇ પણ સમજાતું નથી. છતાં નિષેધ હોવાથી તેવા નામો પાડવા આગ્રહ રાખવો નહીં. ભાષાંતર કર્તા

૯૯ જે સ્ત્રીના હાથમાં અંગુઠાના મૂળમાંથી રેખા નીકળી કનીષ્ઠા આંગુળી પર્યંત જાય તો તે સ્ત્રી વિધવા બને છે.

૧૦૦ જે સ્ત્રીના હાથની તર્જની આંગુળી છેદાએલ હોય તો તે સ્ત્રી વિધવા બને છે.

૧૦૧ જે સ્ત્રીના પગની અનામીકા આંગુળી તથા અંગુઠો ચાલતી વખતે જમીનને ન અડે તો તે સ્ત્રી વિધવા થાય છે.

૧૦૨ જે સ્ત્રીના પગની બંને અનામીકા ચાલતી વખતે જમીનને ન અડે તો તે સ્ત્રી વિધવા થાય છે.

૧૦૩ જે સ્ત્રીના પગની કનીષ્ઠા આંગુળી ચાલતી વખતે જમીનને ન અડે તો તે સ્ત્રી વધવા બને છે.

૧૦૪ જે સ્ત્રીના પગની આંગળીઓ પરસ્પર એક બીજા ઉપર ચડેલ હોય તો તે સ્ત્રી વિધવા બને છે.

૧૦૫ જે સ્ત્રીના પગનો અંગુઠો પહોળો તથા લાંબો હોય તો તે સ્ત્રી વિધવા થાય છે.

૧૦૬ જે સ્ત્રીના પગની આંગળીઓ જુદી જુદી ઘણી દુર હોય, આંખો પીળી હોય, પ્રગટ શરીરમાં ઘણુવાળ હોય તો તે સ્ત્રી વિધવા થાય છે,

૧૦૭ જે સ્ત્રીના સાથળ ઉપર વાળ હોય તો તે સ્ત્રી વિધવા બને છે.

૧૦૮ જે સ્ત્રીની છાતી ઉપર વાળ હોય તો તે સ્ત્રી વિધવા બને છે.

૧૦૯ જે સ્ત્રીનું નાક ચીપટું હોય તો તે સ્ત્રી જલદી વિધવા થાયછે.

૧૧૦ જે સ્ત્રીના હાથ ટુંકા હોય અને સ્તન લાંબા હોય તો તે સ્ત્રી વિધવા બને છે.

૧૧૧ જે સ્ત્રીના નેત્રો પીળા હોય અને યેનિ લાંબી હોય તો તે સ્ત્રી વિધવા બને છે.

૧૧૨ જે સ્ત્રીની જીભ કાળી હોય, હોઠ લાંબા હોય અને ઘર્ઘર સ્વરવાળી હોય તો તે સ્ત્રી દશમે માસે વિધવા બને છે.

૧૧૩ જે સ્ત્રીની જંઘા, સ્તન અને હોઠ ઉપર વાળ હોય તો તે સ્ત્રી તરત વિધવા બને છે.

૧૧૪ જે સ્ત્રીના ગંડસ્થળમાં હસતી વખતે ખાડો પડે તો તે સ્ત્રી વિધવા બને છે.

૧૧૫ જે સ્ત્રીની યોનિ ઉપર ભમરાનો આવર્ત પડેલ હોય તો તે સ્ત્રી વિધવા બને છે.

૧૧૬ જે સ્ત્રીના હાથના પાછળના ભાગ ઉપર રોમ–વાળ હોય, નસો દેખાતી હોય, માંસ રહીત હોય તો તે સ્ત્રી વિધવા બને છે.

૧૧૭ જે સ્ત્રીની છાતી અતિ મજબુત તથા પહોળી હોય, તેમજ ઉપરના હોઠ ઉપર વાળ હોય તો તે સ્ત્રી વિધવા બને છે.

૧૧૮ જે સ્ત્રીનું મસ્તક જાડું હોય તો તે સ્ત્રી વિધવા બને છે.

૧૧૯ જે સ્ત્રીના દાંત છુટા છુટા હોય, જીભ કાળી હોય તો તે સ્ત્રી વિધવા બને છે.

૧૨૦ જે સ્ત્રીના નાકના અગ્ર ભાગ ઉપર તલ કે મસો હોય, દાંત તથા જીહ્વા કાળી હોય તો તે સ્ત્રી દશ દિવસમાં વિધવા થાય છે.

૧૨૧ જે સ્ત્રીના ડાબા સ્તન ઉપર તલનું ચિન્હ હોય તો તે સ્ત્રી એક પુત્રનો જન્મ આપીને પછી વિધવા બને છે.

૧૨૨ જે સ્ત્રીના વાંસા ઉપર આવર્ત હોય તો તે સ્ત્રી વિધવા બને છે.

૧૨૩ જે સ્ત્રીના બંને પડખા તથા સ્તનો રોમવાળા હોય તથા નીચલો હોઠ ઉંચો હોય તો તે સ્ત્રી તરત વિધવા થાય છે.

## ઇતિશ્રી વિધવાધિકારઃ

इतिश्री, स्त्रीअधिकारे द्वितीयोल्लासः समाप्तः तत्समाप्तौच
रेखादर्शननामकस्य ग्रन्थस्य द्वितीयोविभागः परिसमाप्तः
इति श्रीमद् आचार्य महाराज श्री विजयकमलसूरीश्वर
शिष्यरत्न योगनिष्ट परमशांत मुर्ती श्रीमद् आचार्य
महाराज श्री [illegible]सूरीश्वर लघु भ्राता
महोपाध्याय पदधारिणा श्री देवविजय-
गणिनाऽनेकग्रंथात्सारं समुधृतः भूतभावि
फल सूचकः रेखादर्शन नामकस्यग्रंथस्य
द्वितीयो विभागः [illegible]
संकलितो विक्रमीय शताब्दो
१९८४ वर्षे श्रावणमासे शुक्ल पक्षे
[illegible] गुरु वासरे
वी[illegible]नगर समाप्ति-
[illegible]
समाप्तोऽयं ग्रंथः श्रीमद् गुरुवर्य श्री विजयकमलसूरीश्वर
प्रसादात्




स्त्री संबंधी सुख दुख, स्त्री शुशील के दुशील केटली मले
सासु ससरा संबंधी सुख दुख संपत्ति विगेरेने
बतावनार पुरुषनो डाबो हाथ.

पुरुषदक्षिण
हस्तः

आयुष्य, धर्म, जश, धन, विद्या, दीक्षा, समाधिमृत्यु, संतति, भाई व्हेन, भोग, भंडार, भाग्योदय रेखा विगेरेने बतावनार पुरुषनो जमणो हाथ.

॥ ॐ अर्हँ नमः ॥

श्रीमद् विजयकमल सूरीश्वर गुरुभ्यो नमः

श्रीमद् महामहोपाध्याय श्री मेघविजयगणि विरचितः

# हस्तसंजीवनम्

ॐ नमः श्री महावीरं गुरुं च कमलाभिधं ॥
हस्त संजीवन वाख्यां कुर्वे गुर्जर भाषया ॥ १ ॥
नैक ग्रंथं समालोक्य यदुक्तं पूर्वसूरिभिः ।
तदेव लेश तो वच्मि स्वान्यस्प हित हेतवे ॥ २ ॥

અર્થ:—આ ગ્રંથનું ગુજરાતી ભાષામાં વિવેચન કર્તા પ્રથમ સ્વઇષ્ટદેવ ગુરૂનું સ્મરણ કરવારૂપ મંગલીક જણાવે છે. જગતના જીવોને પરમ નિર્વાણરૂપ લક્ષ્મી આપનાર એવા શ્રીમાન્ મહાવીર પ્રભુને નમસ્કાર કરી અને ગુરૂવર્ય શ્રી વિજયકમલસૂરીશ્વર મહારાજને વંદન કરી હસ્તસંજીવન ગ્રંથની વ્યાખ્યા ગુર્જર ભાષામાં હું અત્રે કરૂ છું. પૂર્વના મહાન્ આચાર્યોએ પ્રશ્ન તથા સામુદ્રિક વિષયમાં અંગવિદ્યા તથા અષ્ટાંગ નિમિતાદિ અનેક ગ્રંથો રચેલા છે તેને અનુસારે અનેક ગ્રંથ જોઇને આ ગ્રંથ રચવામાં આવેલ છે કારણ કે આ ગ્રંથમાં અનેક જગ્યાએ બીજાઓની સાક્ષીએ આપેલ છે અને આને લઈ એકવાર સામા માણસને એમ પણ જણાય કે આની આજ વાત ફેર ફેર કેમ આવે છે પણ તે બીજા ગ્રંથની વાતો અત્રે સાક્ષી

તરીકે પોતાના કથનની પુષ્ટિ માટેજ બતાવી છે આથી સામાને તેમ ભાસ થવા સંભવ છે આ ગ્રંથમાં બીજી પ્રશ્ન બાબત અનેક બીનાઓ જણાવેલ છે પણ તે બધાનું વિવેચન કરવા જતા મૂલ વિષય ગૌણ થઈ જવાના કારણે અત્રે પ્રશ્ન બાબતમાં સેજ ઉલ્લેખ કરી હસ્ત રેખા સંબંધી બીના અહીં સ્વપરના હિત ખાતર જણાવવામાં આવે છે.

**ગ્રંથને શરૂ કરતા ગ્રંથકાર મહારાજ મંગલાચરણ કરે છે.**

**ॐ नमः सिद्धमर्हतं ध्यायन्निति कृतांजलिः ।**
**हस्तसंजीवनव्याख्यां कुर्वे स्मृत्वा गुरोर्गिरं ॥ १ ॥**

**અર્થ**—અરિહંત અને સિદ્ધ ભગવાનને નમસ્કાર કરી અને હસ્તજોડી હૃદયમાં તેમનુ ધ્યાન કરી ગુરૂ મહારાજનું ધ્યાન કરી ગુરૂ મહારાજની વાણીને યાદ કરી હસ્ત સંજીવ–હસ્તમાં પડેલી રેખા બાબત વાખ્યા–વિશેષ પ્રકારે વિવેચનને હું કરૂં છું. ॥ ૩ ॥

**श्री नाभेयःप्रभुर्जीयात् सर्वज्ञो जगदीश्वरः ।**
**येन लाक्षणिकीविद्या निर्दिष्टा भुवनश्रिये ॥ २ ॥**

**અર્થ**:—જે પ્રભુએ જગતના કલ્યાણ માટે લક્ષણ સંબંધી વિદ્યા જણાવી એવા સર્વજ્ઞ અને ત્રણ જગતનાસ્વામી નાભિ રાજાના પુત્ર આદિનાથ પ્રભુ જયવંતા વર્તો ॥ ૨ ॥

**વિસ્તરાર્થ**—લક્ષણ સ્ત્રી પુરૂષના અંગના આકારરૂપ જાણવું અથવા પુરૂષની બોતેર કળા અને સ્ત્રીની ચોસઠ કળા જે શ્રીરૂષભદેવ પ્રભુએ જગત જીવના હીત ખાતર પ્રકાશીત

કરી અનેક ઉપકારો કરેલ **છે** તે પ્રભુનું ખાસ અત્ર ગ્રંથારંભે સ્મરણ કરવામાં આવે છે.

લક્ષણ છે **પ્રધાન** જેમાં એવી **ધર્મ** મોક્ષની વિદ્યા, તેનું લક્ષણ-સ્વરૂપ જે પ્રભુએ બતાવેલ છે, જેમ કે ॥ **विद्या चांगूष्ट मूलजैरिति** ॥ આ **પ્રમાણે** આગલ જણાવશે આનો અર્થ:-જેના જમણા અંગૂઠામાં જવ હોય તો તે માણસ આત્મ કલ્યાણને કરનાર એવી તત્ત્વ વિદ્યાનો જાણકાર થાય છે. પઠન પાઠનરૂપ વિદ્યાનું લક્ષણ જમણા હાથના કરભમાં મણિ બંધ ઉપર છે. અને કામવિદ્યાસંગીત.નાટય ચાતુર્યવિજ્ઞાન આ લક્ષણ ડાબા હાથના મણિબંધ કરભમાં જણાવેલ છે, અથવા લક્ષણ એટલે વ્યાકરણ-શબ્દાનુશાસન તત્પ્રધાન વૈદિક શાસ્ત્ર, સાહિત્યશાસ્ત્ર, સર્વ જઓએ જણાવેલ છે અથવા લક્ષણ એટલે અસાધારણ ધર્મરૂપ જેમકે હાથમાં દીક્ષારેખા—વ્રતરેખા વિગેરે કરરેખાના લક્ષણો જોઇને વ્રત આપવું આ વિગેરે પ્રભુએ બતાવેલ છે લોકના હિત ખાતર.

## यदुक्तं कर रेखा प्रकरणे.

**ईय कर लखण मेयं समासओदेसियं जणस्सहियं ।**
**पुव्वायरिएहिं नरं परिखिउणय वयंदिझा ॥ १ ॥**

**અર્થ**—હસ્ત લક્ષણ અહીં મનુષ્યના હીત ખાતર પૂર્વના આચાર્યોએ બતાવેલ છે, આ લક્ષણથી સામાની પરીક્ષા કરીને પછી વ્રત-દિક્ષા આપવી આટલું તો ચોક્કસ છે કે પાત્ર વિના સિંહણનું દૂધ જળવાતું નથી, કુપાત્રમાં દૂધ પડયું હોય તો દૂધ તથા પાત્ર બંનેનો નાશ થાય છે.

માટે યોગ્ય તપાસ પછી દીક્ષા આપવી સારી છે, નહી તો પછી તેનો બદલો ભોગવવા પણ તૈયાર રહેવું. પૂર્વના મહાન્ આચાર્યોએ જગત જીવના હીત ખાતર આવા અનેક ગ્રંથો બનાવ્યા છે તે પૈકીનો આ પણ એક અપૂર્વ ગ્રંથ છે. ॥ ૨ ॥

આદિ અને અંત મંગલાચરણ ગ્રહણ કરવાથી મધ્યમ પણ આવી જાય છે, આ ન્યાયથી રૂષભ પ્રભુનું આશીર્વાદ-રૂપ મંગલ કરીને ચરમતીર્થંકર શાસનના સ્વામી વર્ધમાન પ્રભુનું આશીર્વાદરૂપ પુષ્ટ મંગળ પુષ્ટ વિઘ્ન નાશ માટે કરે છે.

**श्री वर्धमानो जयतु सर्वज्ञानि शिरोमणिः ।**
**पंच हस्तोत्तरो वीरः सिद्धार्थ नृप नंदनः ॥ ३ ॥**

અર્થ—હસ્તનક્ષત્ર છે ઉત્તરમાં જેને એવા ઉત્તરા-ફાલ્ગુની રૂપ પાંચ નક્ષત્રમાં જે પ્રભુના જન્માદિ કલ્યાણક થયા છે એવા વીર પ્રભુ સર્વજ્ઞાનિ પુરૂષોમાં મુગટ સમાન સિદ્ધાર્થ રાજાના પુત્ર શ્રીમાન્ વર્ધમાન પ્રભુ જયવંતા વર્તો ॥ ૩ ॥

વિસ્તરાર્થ:-અહીં હસ્તનક્ષત્ર જણાવેલ છે, તે ઉપ-રથી હાથ જોવામાં ખાસ તેજ નક્ષત્ર ગણવામાં આવેલ છે, આ ન મળે તો ઉત્તરાફાલ્ગુની પુનર્વસુ લેવા તથા પુષ્ય સર્વકામમાં ઉત્તમગણેલ છે દીક્ષા વિવાહ છોડીને, તથા હસ્ત નક્ષત્રની પછી ચિત્રા નક્ષત્ર છે, આ પ્રમાણે હાથની પાંચ શાખારૂપ પાંચ નક્ષત્રો હાથ જોવામાં ગ્રહણ કરેલ છે, ચંદ્ર દેવતાવાળું મૃગશીર, મિત્રદેવતાવાળુ અનુરાધા, પુષ દેવતાવાળુ રેવતી, આ ત્રણે સૂર્યની પત્ની કવીઓએ ગણેલ

હોવાથી આ ત્રણ નક્ષત્રો સ્ત્રીના હાથ જોવામાં લેવા, હવે ગ્રંથની શરૂયાત કરતા આ ગ્રંથમાં કહેવા લાયક અભિધેય જણાવે છે.

अंगविद्या निमित्ताना मष्टानामपेगीयते ।
मुख्या शुभाशुभ ज्ञाने नारदर्षि निवेदिता ॥ ४ ॥

અર્થ:—ભૂત ભવિષ્ય અને વર્તમાન સ્વરૂપને જણાવનાર અષ્ટાંગનિમિત્તો છે, આમાં અંગવિદ્યા મુખ્ય છે. શરીરનો વર્ણ, નીચાઉંચાઅંગપ્રત્યંગ ના જોવાથી, સ્પર્શ કરવાથી સુખદુખાદિનું જે જ્ઞાન થવું આનું નામ અંગવિદ્યા. આ વસ્તુ આ ગ્રંથમાં કહેવામાં આવશે. શ્રી સમવાયાંગ સૂત્રની ટીકામાં કહેલ છે કે અંગવિદ્યાના સૂત્રો લાખ શ્લોક પ્રમાણ છે અને તેની વાર્તિકરૂપ ટીકા બત્રીસ ક્રોડ પરમાણુ છે, બાકીના નિમિતોના સૂત્રો હજાર શ્લોક અને ટીકા લાખ શ્લોક અને વાર્તિક ક્રોડ શ્લોક પ્રમાણે કહેલ છે. પણ હમણા કાલદોષના કારણને લઈ તથા બુદ્ધિની હાણીને લઇ પૂર્વની અંગવિદ્યા વિછેદ પામી છે. નારદ રૂષિની કરેલી અલ્પ પ્રમાણવાલી અંગવિદ્યા હાલ મળે છે. શુભાશુભ જાણવામાં અંગવિદ્યા મુખ્ય સાધન છે તેમજ અંગવિજ્જા પયન્નો પણ હાલ વિદ્યમાન છે આ વિગેરે ગ્રંથને અનુસારે આ હસ્તસંજીવન ગ્રંથ અહીં જણાવવામાં આવે છે કે જેમાં શરીર સંબંધી લક્ષણ રેખાજ્ઞાન વિગેરે સમયને અનુસારે બતાવેલ છે.

## અષ્ટાંગ નિમિત્તો બતાવે છે.

**अंग स्वप्नः स्वरश्चैव भौम व्यंजन लक्षणे ।**
**उत्पात मंतरिक्षं च निमित्तं स्मृतमष्टधा ॥ ५ ॥**

અર્થ:—અંગવિદ્યા ૧ સ્વપ્ન વિદ્યા ૨ સ્વર વિદ્યા ૩ ભૌમવિદ્યા ૪ વ્યંજન વિદ્યા ૫ લક્ષણ વિદ્યા ૬ ઉત્પાત વિદ્યા ૭ અને અંતરિક્ષ વિદ્યા ૮ આ પ્રમાણે આઠ પ્રકારના અષ્ટાંગ નિમિત્તો જાણવા. ૫

વિસ્તરાર્થ:-**અંગવિદ્યા**-તે પુરૂષોના જમણા અંગે અને સ્ત્રીઓના ડાબા અંગના ફરકવાથી થતા શુભાશુભ લાભો, તથા ગરોલીનું સરીર ઉપર પડવાથી-સ્પર્શ થવાથી થતા શુભાશુભ લાભોના ફળનું કથન તે અંગવિદ્યા.

**સ્વપ્ન વિદ્યા**—સુપ્ત તથા જાગૃત અવસ્થાથી થતો જે સંસ્કાર અને તેનાથી ભૂત ભવિષ્ય વસ્તુના જ્ઞાનનું કારણ તે સ્વપ્નવિદ્યા,

**સ્વરવિદ્યા**—ગમન કરતી વખતે બાલ કુમાર યુવાન કે વૃદ્ધના શબ્દ શાંભળવાથી, અગર સ્વરોદય શાસ્ત્રથી નાસી કાનાસ્વરથી થતા લાભાલાભનું જ્ઞાન તે સ્વરવિદ્યા,

**ભૌમવિદ્યા**—જમીનના કંપવાથી અથવા જમીનના ગાઢ શુષિર સ્નિગ્ધાદિ જ્ઞાનથી પૂર્વાદિ દિશામાં ઘરકરવાથી થતી વૃદ્ધ હાની વિગેરે લાભાલાભ જ્ઞાન, તે ભૌમવિદ્યા.

**વ્યંજનવિદ્યા**—મષી, તિલક, લાંછન, વ્રણ, ઘાતાદિથી શુભાશુભ લાભ જણાવનાર તે વ્યંજનવિદ્યા.

**લક્ષણવિદ્યા**—હાથ પગ હૃદયાદિ અવયવમાં રહેલ લક્ષણો તથા રેખાથી થતા લાભાલાભ જ્ઞાન તે લક્ષણ વિદ્યા.

## ઉત્પાતવિદ્યા.

भूमिकंप रजोवृष्टि र्दिग्दाहोऽकालवर्षणम् ।
इत्याद्याकस्मिकंसर्वं मुत्पातइति कीर्त्यते ॥ १ ॥

અર્થ:—જમીન કંપવી, ધૂલનીવૃષ્ઠિથવી. દિશાનું બળવું, અકાલે વૃષ્ઠિ થવી, આ વિગેરે જે અકસ્માત્ થાય તે બધાને ઉત્પાત કહેવામાં આવે છે. ॥ ૧ ॥

### આનું ફળ જણાવે છે.

उल्कापाते प्रजापीडा निर्घाते भूपति क्षयः ।
अनावृष्टिश्च दिग्दाहे दुर्भिक्षं पांशु वर्षणे ॥ २ ॥

અર્થ:—ઉલ્કાપાતથી પ્રજા પીડા થાય, નિર્ઘાત-વિજળીના કડાકા વિગેરેથી રાજાનો નાશ થાય દિગ્દાહથી અકાળેવૃષ્ટિ થાય અને ધૂલિની વૃષ્ટિથી દુકાળ પડે, વળી સ્વભાવીક રૂધીરની વૃષ્ટિ થાય આ વિગેરે ઉત્પાત જાણવો,

**અંતરિક્ષવિદ્યા**—આકાશમાં ગંધર્વનગર, કપિહસિત, તારાઓનું પડવું, કેતુનો ઉદય, ચંદ્રસૂર્યનું ગ્રહણ થવું, ઇંદ્ર ધનુષ વિજલીનો ગર્જારવ આ વિગરે આકાશ વિદ્યાજાણવી. આ અષ્ટાંગ નિમિતનું બરોબર જ્ઞાન હોય તો સર્વવસ્તુ સંબંધી જ્ઞાન ભૂતભાવીનું તે જાણી શકે છે.

શંકા—અષ્ટાંગનિમિત્ત જ્યોતિશાસ્ત્ર વિગેરે ને પાપ શ્રુત તરિકે શાસ્ત્રમાં કહેલ છે તો જૈન સાધુઓને તે ભણવાનો અધિકાર કેમ હોઈ શકે?

ઉત્તર—ખરાબ આશયવાળા મિથ્યાદૃષ્ટીઓએ ગ્રહણ કરેલ સૂત્રોનેજ પાપ શ્રુતપણું કહેલ છે પણ સમ્યક્દૃષ્ટીઓએ ગ્રહણ કરેલ શ્રુતોને સમ્યક્ શ્રુતપણું નંદિ સૂત્રમાં પ્રગટપણે કહેલ છે, પ્રસ્તુત બાબત હવે જણાવે છે,

**अंगे हस्तः प्रशस्तोयं शीर्षादपि विशिष्यते ।**
**साध्यते पादशौचाद्या धार्मिक्य येन सत्क्रिया ॥ ६ ॥**

અર્થ:—આખા શરીરમાં હાથને શ્રેષ્ઠ કહેલ છે જો કે મસ્તકને ઉત્તમ કહેલ છે તોપણ હાથને તેના કરતાં પણ વિશેષ ગણેલ છે, કારણ કે હાથ વડે તમામ પૂજા જપ શાસ્ત્ર પઠન પાઠનરૂપ અભ્યાસ સકલ પરમાર્થરૂપ મોક્ષ સાધન ક્રિયા તથા હસ્તપાદ પ્રક્ષાલન રૂપ ક્રિયાઓ હાથથી થાય છે, માટે તેને ઉત્તમ ગણેલ છે, સામુદ્રિક શાસ્ત્રના કર્તા પણ શરીર ના સર્વાંગ લક્ષણુમાં હાથને જ ઉત્તમ કહેલ છે.

**હસ્ત જ્ઞાન ત્રણ પ્રકારે થાય છે તે જણાવે છે.**

**दर्शनात् स्पर्शनाच्चापि तथा रेखा विमर्शनात् ।**
**हस्तज्ञानं त्रिधा प्रोक्तं पुरातन महर्षिभिः ॥ ३ ॥**

અર્થ:— જેમ કોઈ વૈદ્ય પ્રથમ રોગીને જોવા માત્રથી, પછી સ્પર્શ કરવાથી, અને છેવટે નાડીની તપાસ કરીને આ રોગી છે કે નિરોગી છે તેનો નિશ્ચય કરે છે, તેમ હસ્તરેખાનો જાણકાર પ્રથમ હાથ જોવા ઉપરથી, પછી સ્પર્શ કરવાથી, અને તે પછી રેખાનો વિચાર કરીને ફળનો નિર્ણય કરે છે, આમ પૂર્વના આચાર્યોએ હસ્ત જ્ઞાન ત્રણ પ્રકારે જણાવેલ છે.

**હસ્તનું દર્શન કરવું તે પુણ્ય પ્રગટ કરવાનું કારણ જણાવે છે.**

**प्रातः प्रथम मेवाथ स्वपाणिं दक्षिणंपुमान् ।**
**पश्येत् वामंतु वामाक्षी निजपुण्य प्रकाशकम् ॥ ८ ॥**

અર્થ:—પુરૂષોએ સર્વથી પહેલા વેલાસર ઉઠીને તરત પોતાનો જમણો હાથ જોવો અને સ્ત્રીઓએ પોતાનો ડાબો હાથ જોવો આ પ્રમાણે કરવાથી પોતાનુ પુણ્ય દર્પણની માફક પ્રગટ થાય છે.

## હાથ ક્યારે જોવો તે જણાવે છે.

शोभने हस्त नक्षत्रे ग्रहे शौम्ये शुभे दिने ।
पूर्वान्हे मंगलैर्युक्ते परीक्षेत विचक्षणः ॥९॥

અર્થ:—સારી તિથી વાર ગ્રહ અને હસ્તનક્ષત્ર હોય ત્યારે સવારના પહોરમાં મંગળીકવસ્તુ સાથે વિચક્ષણ એવો હસ્તરેખા જાણકાર હસ્તને જોવં, હસ્ત દર્શન કહ્યા પછી હસ્તસ્પર્શન કહેવાનો સમય છતાં તે આગળ જણાવશે આથી હસ્તવિમર્શન જ્ઞાનના અંગે જણાવે છે.

रेखाविमर्शनं साक्षात् वक्ष्यते प्राक्तनोक्तिभिः ।
इति त्रेधा करज्ञानात् सर्वं वस्तु प्रकाश्यते ॥१०॥

અર્થ:—વિમર્શ શબ્દ દરેકમાં જોડવો એટલે દર્શન વિમર્શન-દર્શન વિચારથી, સ્પર્શનવિચારથી અને રેખા વચારથ હસ્તજ્ઞાન ત્રણ પ્રકારે થાય છે, અને આ ત્રણ પ્રકારના જ્ઞાનથી સર્વ વસ્તુનો નિશ્ચય થાય છે, રેખા વિચાર અહીં પૂર્વાચાર્યના કથન અનુસારે સાક્ષાત્ કહેવામાં આવશે.

## ફરીથી હાથની પ્રશંસા કરતા કહે છે.

मंत्राक्षराणा मोंकारे यथातत्त्वं प्रतिष्ठितम् ।
तथा सामुद्रिकस्यापि तत्त्वं हस्ते निवेशितम् ॥११॥

અર્થ:— મંત્રાક્ષરોનુ ખરૂંતત્વ-રહસ્ય જેમ ૐકારમાં

આવી જાય છે. કારણ કે ૐકાર પંચ પરમેષ્ટિ રૂપ છે અથવા પંચ પરમેષ્ટિનું ૐકાર બીજ મંત્ર છે, હરી-હર અને બ્રહ્મા વિગેરેનો ૐકારમાં જ સમાવેશ થાયછે, તેવી રીતે સામુદ્રિક સકલ અવયવ લક્ષણ શાસ્ત્રનો સાર-રહસ્ય હાથમાં આવી જાય છે, હસ્ત જોવાથી તમામ બીના જાણી શકાય છે, હસ્ત દર્શનથી પુણ્ય પ્રગટ થવામાં કારણ બતાવતા જણાવે છે કે હાથમાં પંચતીર્થ, પંચપરમેષ્ટિ, ચોવીશ તીર્થંકર વિગેરેની સ્થાપના કરવામાં આવે છે અને તે તે તીર્થનું સ્મરણ કરવાથી, જાપ દર્શન કરવાથી પાપનો નાશ થાય છે, વચન સિદ્ધિ બને છે અને આત્મ જાગૃતિ આપનાર પુણ્યનો વધારો થાય છે.

## આજ બીના અત્રે જણાવે છે

॥ शत्रुंजय स्तु तर्जन्यां मध्यमाया मुज्जयंतकः ॥
॥ अर्बुदखलु सावत्र्यां कनिष्ठायां समेतकः ॥ १२ ॥

॥ अंगूष्टेऽष्टापदगिरि पंच तीर्थान्यनुक्रमात् ॥
॥ स्वहस्त दर्शनेनव वंद्यते प्रातरुत्तमः ॥ १३ ॥

અર્થ:—તર્જની આંગુલિમાં શત્રુંજય તીર્થનું ધ્યાન કરવું, મધ્યમાઆંગુલિમાં ગીરનારતીર્થનું, અનામિકા આંગુલિમાં આબુતીર્થનું કનિષ્ટાઆંગુલિમાં સંમેતશિખર તીર્થનું, અંગઠામાં અષ્ટાપદ તીર્થનું આ પ્રમાણે પંચતીર્થનું અનુક્રમે સવારમાં વેલાસર ઉઠીને પોતાનો હાથ જોતી વખતે ધ્યાન કરવું.

## ધ્યાન કેવી રીતે કરવું તે કહે છે.

॥ शुद्ध स्फटिक संकाशं तेजो मूर्ती मयंवपु ॥
॥ र्जायते क्षिण मोहस्य सप्तधातु विवर्जितं ॥१४॥

અર્થ:—ક્ષીણ થયો છે મોહ જેમનો એવા અર્હંત પ્રભુનું શુદ્ધ સ્ફટિક માફક ઉજ્વલ ધ્યાન કરવું, આંગુલિઓમાં તીર્થની કલ્પના કરેલ છે, તેમાં તે તે તીર્થમાં તે તે પ્રભુનું શુદ્ધ સ્ફટીક રત્નની માફક ઉજ્વલ ધ્યાન કરવું કે જેથી ધ્યાન કરનારનું સ્વરૂપ સાતધાતુ રહીત થઇ તેજની મૂર્તિરૂપ શુદ્ધ સ્વરૂપી બની જાય છે, મતલબ કે પરમાત્માના ધ્યાનથી પોતે તદાકાર પરમાત્મસ્વરૂપ બને છે.

## પંચ પરમેષ્ટિનું ધ્યાન બતાવે છે

॥ विंशोपका विंशजिना अंगूष्ठा दाद्यतीर्थपात् ॥
॥ प्रत्यगुदक्षिण पूर्वोदक् तले शेषा चतुर्जिनाः ॥ १५॥

અર્થ:—વિંશોપક શબ્દ વેઢા વાચક છે એટલે ચાર આંગુલિ અને પાંચમો અંગૂઠો મલી વેઢા પંદર થાય પણ તેમ ન ગણતા આંગુલિના ઉપરના ટેરવાનો ભાગ સાથે ગણી એક આંગુલિમાં ચાર જીન સ્થાપવા, અંગુઠાના પેલા વેઢામાં રૂષભદેવ પછી અજીતનાથ સંભવજીન પછી અભિનંદન આ પ્રમાણે પાંચ આંગુલિમાં વીશજીન ગણવા, અગર વિશ વિ-હરમાન જીન ગણવા, પછી ચાર દિશામાં ચાર જીન ગણવા નમિ, નેમિ, પાર્શ્વનાથ, અને વર્ધમાન પ્રભુ, અથવા અંગૂઠા પાસે ત્રિવેણીમાં પૂર્વ દિશામાં રૂષભજીન, મધ્યમા આંગુલિ ની નીચે ઉત્તર દિશામાં વર્ધમાનજીન, કરભની બાજુમાં

પશ્ચિમ દિશામાં ચંદ્રાનનજીન અને મણિબંધમાં દક્ષિણ દિશામાં વારિખેણજીન આ મુજબ ચોવિશજીન, વિશ વિહરમાન, અને ચાર શાશ્વતજીનનું ધ્યાન કરવું, શ્રી રૂષભદેવ પ્રભુની પાદુકાજ્યાં છે તે અક્ષય તીર્થ બતાવે છે.

॥ पितृ रेखा भवेत् गंगा मातृ रेखा सरस्वतो ॥
॥ आयु रेखा तु यमुना तत्संगस्तीर्थं मक्षयम् ॥१६॥

અર્થ:—પિતૃ રેખાને ગગાં કહે છે, માતૃ રેખાને સરસ્વતી કહે છે, અને આયુ રેખાને જમના કહે છે, આ ત્રણે નદીનો સમાગમ જયાં થાય છે તેને અક્ષયતીર્થ કહે છે, અન્યદર્શની લોકો તેને પ્રયાગતીર્થ કહે છે. ત્યાં વડ વૃક્ષ છે, તેવી રીતે અહીં પણ રૂષભદેવ પ્રભુને કેવળજ્ઞાન જયાં થયું છે ત્યાં નજીક વડ વૃક્ષ પણ છે, એટલે ત્રણ રેખાનો સમાગમ જયાં થાય છે તેને ત્રિવેણી કહે છે, ત્યાં રૂષભદેવ પ્રભુનુ ધ્યાન ધરવાથી તેનું સમાધિ મરણ થાય છે, વળી આ સમાધિ મરણની રેખા પણ ત્રિવેણીની પાસેજછે.

## હાથ જોવા વખતે મંત્ર જાપ માટે પંચ પરમેષ્ટિ ન્યાસ બતાવે છે

अंगूष्टादि पंचपदीः नमस्कारस्यर्चित्पते ॥
चतुः परी चूलिकाया श्चतुर्दिक्षुतले स्मृता ॥ १७ ॥

અર્થ:—અંગૂઠાદિ પાંચે આંગુલિઓમાં અનુક્રમે નમો અરિહંતાણં, નમો સિદ્ધાણં, નમો આયરિયાણં. નમો ઉવઝાયાણં, નમો લોએ સવ્વસાહૂણં, આ પ્રમાણે નમસ્કાર મંત્રનું ચીંતવન કરવું, હથેલીમાં ચાર દિશાઓમાં ચાર પદ રૂપ ચૂલકા દિગ્પાલોને આહ્વાન માટે ચીંતવન કરવું.

## ધ્યાન કરવું.

સવારમાં ઉઠતી વખતે પોતાના બંને હાથની રેખા ભેગી થાય તેવી રીતે હાથ જોડીને પચખાણ કરતી વખતે સિદ્ધ શિલાનું ધ્યાન કરવું.

## સ્થાપના કરવી

હાથનો અંગૂઠો તે સિંહાસન તેના ઉપર આદિનાથ પ્રભુની સ્થાપના કરવી, તથા હાથની ચારે આંગુલિઓમાં જયા વિજયા જયંતા અને અપરાજીતા દેવીઓની સ્થાપના કરવી.

## જાપ કરવો.

અંગૂઠામાં ૐકાર, કનિષ્ઠાપમાં ઐંકાર, અનામિકામાં હ્રીં કાર. મધ્યમામાં શ્રીંકાર તર્જનીમાં ક્લીંકાર તથા હાથના તળીયાની ચારે દિશામાં અર્હં નમો નમઃ સિદ્ધં આ આઠે વર્ણોની સ્થાપના કરવી.

## હાથ જોવાના ટાઈમે આ મંત્રનો જાપ કરવો.

॥ ॐ ऐं ह्रीं श्रीं क्लीं अर्हं नमोनमः सिद्धं ૧૦૮ વાર જાપ કરવો પછી હાથ જોવો નિશ્ચે કરીને દેવગુરૂના સ્મરણથી તેના વચનની સિદ્ધિ થાય છે તેનું કહેવું બરોબર થાય છે.

**इति हस्त संजीवनेसंक्षेपेण ध्यानाधिकारः**

**अथ नाममाला कथ्यते**

આ પ્રકરણને અંગે આવતા હાથ આંગુલિ વિગેરેના જુદા જુદા નામનો કોશ–નામમાલા અહીં બતાવે છે.

## હાથના નામો.

હસ્ત ૧ કર ૨ શમ ૩ પાણિ ૪ શય ૫ પંચાંગુલિ ૬ સલ ૭ પંચશાખ ૮ પંચશિખ ૯ પંચાનન ૧૦ વરપ્રદ ૧૧ મહાબ્રહ્મ ૧૨ અનંતવીર્ય ૧૩ મહાદેવ ૧૪ સિદ્ધિદ ૧૫ સિંહાસન ૧૬ શક્તિ ૧૭ શાલી ૧૮ મહવીર ૧૯ સુરાયુધ ૨૦.

## અંગુઠાના નામો.

અંગૂષ્ઠ ૧ અંગૂલ ૨ હંશ ૩ શિવ ૪ રાજા ૫ ચતુપ્રિય ૬ ભોગી ૭ ગણપતિ ૮ વિષ્ણુ ૯ મેરૂ ૧૦ સૂર્ય ૧૧ અક્ષય ૧૨ વટ ૧૩.

## આંગુલિના નામો.

આંગુલિ ૧ કરશાખા ૨ અંગુરી ૩ કરપલ્લવ ૪ ત્રિપુરા ૫ કરજંબા ૬ માયા ૭ કામદુગ્ધા ૮

## તર્જની આંગુલિના નામો.

પ્રદેશિની ૧ તર્જની ૨ શત્રુહા ૩ આદ્યા ૪ ગવેષણી ૫

## મધ્યમા આંગુલિના નામો.

મધ્યમા ૧ જેષ્ઠા ૨ લક્ષ્મી ૩ સોભાગ્યવતી ૪

## અનામિકા આંગુલિના નામો.

અનામિકા ૧ સાવિત્રી ૨ ગૌરી ૩ ભગવતી ૪ શિવા ૫

## કનિષ્ઠા આંગુલિના નામો.

કનનિકા ૧ કનિષ્ટા ૨ અંત્યા ૩ લઘુ ૪ તારા ૫ કાંચની ૬

## આંગુલિ પર્વના નામો.

વિંશોપકા ૧ ગ્રંથિપર્વ ૨ સ્થાનભાગ ૩ અંશ ૪ સંધિ ૫.

## અંગુઠા મૂલના નામો,

કંદ ૧ નૃપાસન ૨ ગરૂડ ૩

## મણિબંધના નામો.

હસ્તાદ્રિ ૧ મણિબંધ ૨ મણિરત્નાકર ૩

## કરભના નામો.

અનિષ્ટ ૧ કરભ ૨ ઉષ્ટ્ર ૩ વક્ર ૪ અસ્તભૂધર ૫

## હાથના પાછળના ભાગના નામો.

અવહસ્ત ૧ હસ્તપૃષ્ઠ ૨ તમશુન્ય ૩ વિયત ૪ નિશા ૫

## હથેલીના નામો.

પ્રહસ્ત ૧, તાલિકા ૨, તાલ ૩, તલ ૪, ભૂતલ ૫, ગર્ભક ૬.

## નખનાં નામો.

પૂનર્ભવ ૧ ભૂજાકાંડ ૨ કરશુક ૩ કામાંશુક ૪ મહારાજ ૫ નખર ૬ નગ ૭ કરપુષ્પ ૮ રત્નકાંતિ ૯ શત્રુઘ્ન ૧૦ કરદીપક ૧૧

## પિતૃ રેખાના નામો.

પિતા ૧ ગોત્રબલ ૨ મૂલ ૩ વક્ષ ૪ ધર્મ ૫ મન ૬ ધૃતિ ૭.

## માતૃ રેખાના નામો.

માતા ૧, ધન ૨, સુખકોશ ૩, સાહસ ૪, પાલિકા ૫, રતિ ૬.

## આયુ રેખાના નામો.

આયુ ૧ જીવિત ૨ તેજ ૩ સ્વભાવ ૪ પ્રભા ૫ તનુ ૬

## આંગુલિઓના મૂલના નામો.

તર્જનીના મૂલનું નામ કલહ, મધ્યમાના મૂલનું નામ રાજ, અનામિકાના મૂલનું નામ ઐશ્વર્ય, અને કનિષ્ટાના મૂલનું નામ જશ, અર્થ પણ નામ પ્રમાણે જ છે,

## વેંતના નામો

પ્રાદેશ ૧ તાલ ૨ ગોકર્ણ ૩ વિતસ્તપ ૪

इति नाम माला समाप्ता

## अथ हस्तावलोकन विधि.

प्रातःशुचिःकृतस्नानो देवानभ्यर्च्य सादरम् ॥
सुगंधि द्रव्यैः पुष्पैश्च नैवेद्यैर्वि धस्तवैः ॥ १ ॥
गुरुं नत्वोपदेशं च श्रुत्वा धर्मस्य तत्ववित् ॥
प्रति लाभ्यान्नपानाद्यैः विधिना भुक्त भोजनः ॥ २ ॥

અર્થ:—જે દીવસે હાથ જોવરાવવાની ઇચ્છા થાય તે પહેલા સામુદ્રિક વિદ્યાના જાણનાર ગુરૂ પાસે જઈ તેમને કહેવું કે કાલે હાથ દેખાડવા મારે આવવું છે, આમ આમંત્રણ આપે પછી ગુરૂ પેલા કહી આવ્યા તે મંત્ર ૧૦૮ વાર ધૂપ ઉપક્ષેપ પૂર્વક જાપ કરીને પછી ઇષ્ટદેવનું સ્મરણ કરી ને સુવે, પછી વેલાસર હાથ બતાવનાર માણસ પવિત્ર

થઈ સ્નાન કરી બહુમાન આદર પૂર્વક સુગંધિ દ્રવ્યો પુષ્પો તથા નૈવેદ્ય વિગેરે ઉત્તમ વસ્તુ વડે પરમાત્માની દ્રવ્ય ભાવથી પૂજા કરે, પછી ગુરૂમહારાજ પાસે આવે તેમને વંદન કરી ધર્મતત્વનો જાણકાર એવો ગુરૂનો ઉપદેશ શાંભળે પછી ગુરૂ મહાજને અન્નપાણી વહોરાવી પોતે વિધિપૂર્વક જમી પછી ગુરૂ મહારાજ પાસે ફળ વિગેરે લઈને જાય. શાસ્ત્રમાં કહેલ છે કે ખાલી હાથે દેવગુરૂ અને રાજા પાસે ન જવું તેમાં પણ નિમિતિયા પાસે તો ખાસ ફલ લઈનેજ જવું ફલથી ફલ મળે છે.

### આજ વાત અહીં બતાવે છે.

सुवेषःचिंतया हीन समधातु जितेंद्रियः ॥
हस्तं श्रीफल[illegible]ष्पाद्यैः प्रपूर्य विनयान्वितः ॥ ३ ॥
हस्तमे सद्गुरोःपार्श्वे स्वहस्तं दर्शयेत् सुधिः ॥
निर्दंभः श्रृणुयात् सर्वं श्रद्धया गुरुणोदितः ॥ ४ ॥

અર્થ:—સારા સ્વચ્છ વસ્ત્રો પહેરી ચિંતા રહીત થઈ એકાગ્રમન વાળો સમધાતુ જીતેંદ્રિય નિંર્દભી એવો શ્રીફળ પુષ્પાદિ વડે હાથને પૂર્ણ કરી ગુરૂજી પાસે હસ્ત નક્ષત્ર તિથી વાર વિગેરે સારા જોઈને હાથ બતાવવા આવે અને શ્રદ્ધા પૂર્વક ગુરૂજી કહે તે સાંભળે આ લાભ જીતેંદ્રિ અને શ્રદ્ધાળુનેજ મળે છે બીજાને આ લાભ–ફળ મળતું નથી.

### ગુરૂનું સ્વરૂપ બતાવે છે.

ब्र[illegible]चारी [illegible]माशीलः कृतज्ञो धार्मिकः शुचिः ॥
दक्षो गुरु क्रमाय[illegible] वाक् सिद्ध [illegible]क्रियारतः ॥ ५ ॥

संतुष्टः श्रद्धायुक्तः तपस्वी विजितेंद्रियः
नाना शास्त्र विवेकाज्ञः स्थिरः चित्तो गुरुर्मतः ॥ ६ ॥

અર્થ:—આ ફળ કહેનાર ગુરૂ, પંચ મહાવ્રતધારી સાધુ હોય તેમ ન સમજવું, ગૃહસ્થ ગુરૂ પણ હોય. આથી બ્રહ્મચારી હોય અગર સ્વદારા સંતોષી પણ હોય, પરદારા લંપટ ન હોય, ક્ષમાવાન, કર્યા ગુણનો જાણકાર, ધર્મિષ્ઠ, પવિત્ર, ચતુર, પૂર્વાપર અવિરૂદ્ધ વચન, ગુરૂની પરંપરાએ શાસ્ત્રના રહસ્યને જાણકાર, પોતાના આચાર વિચારમાં રક્ત, સંતોષી, શ્રદ્ધાયુક્ત નાસ્તિક નહીં, તપસ્વી વ્રતની ઉપાસનામાં રક્ત, ઈંદ્રિયો દમન કરનાર, અનેક શાસ્ત્રોના પરમાર્થને જાણનાર મનમાં ધૈર્યવાળો આવો ગુરૂ હોય તે ફળ કહેવામાં સમર્થ બને છે.

## દેશકાળ જોઇ ફળ કહેવું.

कुलंजाति स्तथादेश माकार जन्मजा- ग्रहान् ॥
धर्मं श्रद्धां च विज्ञाय समयज्ञ फलं वदेत् ॥ ७ ॥

અર્થ:—પિતા સંબંધી કુલ અને માતા સંબંધી જાતિ, બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય કે ક્ષુદ્ર, દેશ ગુજરાતી બંગાલી પંજાબી કે કાઠીયાવાડી, આકાર ગોર, શ્યામ, હ્રસ્વ દીર્ઘ ન્યુનાધિક અવયવાદિ, જન્મ વખતના ગ્રહો જન્મોતરીમાં પડેલા હોય તે, ધર્મ શૈવ, જૈન, બૌધ, તુરકાદિ, શ્રદ્ધા કોની છે, આ વિગેરે બીના, લક્ષણોનું ફળ કહેતા લક્ષમાં રાખવી, એકજ લક્ષણ હોય તો પણ ક્ષત્રિય હોય તો તેને જુદું જુદું કહેવું, વૈશ્ય કે ક્ષુદ્ર હોય તો ફળ જુદું કહેવું. આ વિગેરે

જાણીને પછી સમયના જાણકાર એવા ગુરૂએ કહેવા લાયક હોય તે કહે, વ્યભિચાર ચોર્યાદિક એકાંતમાં કહે જન સમક્ષ ન કહે.

## ગુરૂ કર્તવ્ય કહે છે

ગુરૂ પદ્માસને બેસી હસ્તસંજીવન શાસ્ત્રને પૂજી સ્વઇષ્ટ દેવનું સ્મરણ કરી ફલ કહે.

## પુરૂષ હસ્ત જોવાની વિધી

એક દિવસમાં એક અગર બે પુરૂષના હાથ જોવા પોતાના જમણા હાથમાં સામા માણસનો જમણો હાથ રાખી સવારમાં હાથ જોવો,, ડાબો હાથ પણ જોતી વખતે સાથે રાખવો.

## સ્ત્રી હસ્ત જોવાની વિધી

સ્ત્રીનો ડાબો હાથ પોતાના ડાબા હાથમાં રાખી ચાર સાડાચારના આશરે સાંજનો જોવો.

## અપવાદ કહે છે

જે પુરૂષ સ્ત્રી સ્વભાવવાળો છે, સ્ત્રીની માફક લજ્જા વક્રોકિત દેહનું ઢાકવું સાહસીક પણું અસત્ય બોલવું માયા કરવી આ વિગેરે સ્વભાવને લઇ તેનો ડાબો હાથ જોવો બપોર પછી, અને જે સ્ત્રીનો પુરૂષ સ્વભાવ હોય પુરૂષની માફક જે સરલ સ્વભાવી હોય કઠોર સ્વર હોય સત્ય બોલતી હોય માયા રહિત હોય આ ગુણોવડે તે પુરૂષ પ્રકૃતિ ગણાય છે આનો હાથ સૂર્ય ઉદય પહેલા પણ જોવાય છે.

## હાથ જોવાના અંગે બલાબલ યોગ કહે છે.

સ્ત્રી સ્વભાવવાળા પુરૂષનો હાથ જમણા કરતાં ડાબો

બલવાન જાણુવો અને પુરૂષ સ્વભાવવાળી સ્ત્રીના ડાબા હાથ કરતાં જમણો હાથ વધારે બલવાન છે.

## પુરૂષના ડાબા હાથથી જોવા લાયક.

સ્ત્રી કેવી મળશે, કેટલી મળશે, સુખ આપશે, કે દુખ, સાસુ સસરા તરફથી લાભ મળશે કે નહીં, સૌભાગ્ય, ધર્મ, સાળા, સાળીયો, વિગેરે સ્ત્રી ઉપયોગી બીના પુરૂષના ડાબા હાથથી જોવાય છે.

## સ્ત્રીના જમણા હાથથી જોવા લાયક

પતિ તરફથી મળતું સુખદુઃખ, સાસુ સસરા તરફથી સુખ, જ્ઞાન, ઐશ્વર્ય, સરળતા, ધર્મ, વંશ, ગોધન વિગેરે પુરૂષ ઉપયોગી બીના સ્ત્રીના જમણા હાથથી જાણવામાં આવે છે.

## પુરૂષ તથા સ્ત્રીના હાથમાં જોવા લાયક બીના

સર્વથી પહેલું આયુષ્ય જોવું, બીજા લક્ષણો સારા હોય પણ આયુરેખા બરોબર ન હોય તો પછી બીજા સારા લક્ષણોથી શું લાભ. પછી ધનનું સુખ જોવું, પછી માતાપિતા અને સ્ત્રીનું સુખ, વિદ્યા, ભંડાર, પરિવાર, ભાઇ બેન પુત્ર પુત્રીની સંખ્યા, મિત્ર, ભાગ્ય, ધર્મ, સાસુ, સસરાનું સુખ, અન્ય સ્ત્રીસંગમ, કૃષ્ણપક્ષે જન્મ કે શુકલ પક્ષે, દીક્ષા, સમાધિમરણ, સુખ પ્રથમ વયમાં કે પાછલી વયમાં, માતા પિતામાં પ્રથમ કોનું મરણ, જશ, પ્રતાપી, જયશ્રી મેલવશે કે કેમ, પૂર્વે કઇગતિમાં હતો, હવે કઇ ગતીમાં જશે, ભય, વિપત્તિ શાસ્ત્રબોધ કલાકૌશલપણું વિગેરે યથાયોગ્ય જોઇને ફળ કહેવું.

## ઉપસંહાર કરતા કહે છે.

ફળ સાંભળનાર માણુસ ગુરૂ પાસેથી ફળને સાંભળી બરાબર છે તેમ જણાવતો પોતાની પાસે રહેલા રૂપાનાણાને મંગળીક માટે જોઈને પછી પોતાના કામકાજ કરે, આ પ્રમાણે વિધિપૂર્વક ગુરૂ, પાંચ આંગુલિને જોતાં સદ્ગુણ વડે કરી તેને થોડા વખતમાં ત્રણલોક વશ થાય છે, વળી તેના ઘરમાં મેઘના વિજયથી સુવર્ણની વૃષ્ટી થાય છે. વળી તની આજ્ઞા પુષ્પની માળાની માફક રાજાઓ પણ માથા ઉપર ચડાવે છે અહીં મેઘવિજય શબ્દ વૃષ્ટિ વાચક છે અને ગ્રંથકર્તાના નામનો પણ સૂચક છે આ પ્રમાણે અહીં હાથ જોવાની વિધિ પૂર્ણ થાય છે.

**इति श्रीहस्तसंजीवने हस्तविलोकनाधिकारः**

## હસ્તમાં તિથિવાર ગ્રહ નક્ષત્રાદિની સ્થાપના.

૧ પ્રશ્નજ્ઞાન તથા હસ્તસ્પર્શજ્ઞાનમાં ખાસ ઉપયોગી તિથિ જાતિ વાર ગ્રહ નક્ષત્ર બારરાશી પૂર્વાદિ દિશાઓ વિગેરેની સ્થાપના હાથમાં બતાવે છે.

## તિથિઓની સ્થાપના

૨ નંદા ભદ્રા જયા રિકતા અને પૂર્ણા આ પાંચ તિથિઓ કનિષ્ટાદિ પાંચે આંગુલિઓમાં અનુક્રમે સ્થાપવી, કનિષ્ટાઆંગુલિનાપેલાત્રણપર્વોમાં નંદા, એકમ છઠ એકાદશી, અનામિકા આંગુલિના પેલા ત્રણપર્વોમાં ભદ્રા, બીજ સાતમ બારશ, મધ્યમા આંગુલિના પેલા ત્રણપર્વમાં જયા, ત્રીજ આઠમ તેરશ તર્જની આંગુ-

લિમાં પેલા ત્રણ પર્વમાં ત્રિકલા, ચોથ નોમ ચોદશ અંગુષ્ઠના પેલા ત્રણ પર્વમાં પુર્ણા, પાંચમ દશમ પુનમ આ પ્રમાણે અનુક્રમથી સ્થાપના કરવી.

## જાતિની સ્થાપના

૩ કનિષ્ટા આંગુલિને બ્રાહ્મણ, અનામિકાને ક્ષત્રિય, મધ્યમાને વૈશ્ય, અને તર્જનીને શૂદ્ર ગણે છે, અંગુષ્ટને નિર્મળ હોવાથી હંશ ગણે છે, તેમજ ત્યાં આદિદેવની સ્થાપના હોવાથી ધ્યાન કરવા યોગ્ય છે.

## દિશાની સ્થાપના.

૪ તર્જની આંગુલિમાં પૂર્વદિશા, મધ્યમા આંગુલિમાં ઉત્તર દિશા, અનામિકા આંગુલિમાં દક્ષીણ દિશા, કનિષ્ટા આંગુલિમાં પાશ્ચમદિશા, મધ્યદેશમાં મેરૂ સમજવો.

## સ્રી પુરૂષની સ્થાપના

૫ પાંચે આંગુલિઓમા વિષમાઆંગુલિઓ એક ત્રણ અને પાંચ–કનિષ્ઠા મધ્યમા અને અંગુષ્ઠ આને પુરૂષ રૂપ ગણે છે, અને સમ આંગુલિઓ બીજી અને ચોથી–અનામિકા અને તર્જની આને સ્રીરૂપ ગણે છે.

## રાશિ વ્યવસ્થા

૬ કયા દેવ, મનુષ્ય, તિર્યંચ કે સામાન્ય જાતિવાળા પાસે મારૂં માગણું છે આ નિર્ણય કરવા માટે રાશિ વડે વિશેષ લાભાલાભ જાણવા સારૂ અહીં રાશ ચક્ર બતાવે છે.

## જન્મરાશિ મુખ્ય, કે નામ રાશિ

૭ સુઇ ગએલા માણસને જે નામથી બુમ પાડતાં તે જાગી

જાય તે નામ લેના માટે પ્રમાણ જાણવુ, જેના ઘણા નામો હોય તેમાં સર્વથી છેલ્લું જે નામ હોય તેજ પ્રમાણ જાણવું, જન્મ રાશીની મુખ્યતા આમાં નથી વિવાહાદિ કામમાં તે પ્રમાણ છે.

## રાશીની સ્થાપના.

૮ કનિષ્ટાદિ ચાર આંગુલિના ત્રણ ત્રણ પર્વમાં મેષાદિ રાશિ ત્રણ ત્રણ સ્થાપવી, કનિષ્ટા આંગુલિના પેલા બીજા અને ત્રીજા પર્વમાં મેષ વૃષભ અને મિથુન સ્થાપવી, અનામિકાના ત્રણ પર્વમાં કર્ક સિંહ અને કન્યા સ્થાપવી. મધ્યમાના ત્રણ પર્વમાં તુલા વૃશ્ચક અને ધન સ્થાપવી, તર્જની આંગુલિના ત્રણ પર્વમાં મકર કુંભ અને મીન રાશિ સ્થાપવી.

**इतिश्री हस्तसंजीवन वाख्यायांतिथि राशि चक्र दर्शनं.**

## વાર દર્શન બતાવે છે.

૯ અંગૂઠાના મધ્યભાગમાં રવિવાર તથા રવિગ્રહ જાણવો. અંગૂઠાના નખઉપર ચંદ્ર, તર્જનીના મુખ ઉપર મંગળ, અંગૂઠાના મૂલમાં બુધ, મધ્યમાના મુખ ઉપર ગુરૂ, અનામિકાના મુખ ઉપર શુક્ર, કનિષ્ટાના મુખ ઉપર શનીવાર તથા શનિ ગ્રહ, બધામાં તેમ જાણવું, હાથના પાછલા ભાગ ઉપર રાહુ તથા કેતુ જાણવા.

## રાશીના અધિપતિ.

૧૦ મેષ રાશિનો અધિપતિ ઇંદ્ર, સિંહ રાશીનો અધિ-

પતિ ચંમ, મકર રાશિનો અધિપતિ વરૂણ અને તુલા રાશિનો અધિપતિ કુબેર જાણવો.

## પ્રશ્નજ્ઞાન તથા સ્પર્શજ્ઞાનમાં ઉપયોગી કાલ સ્થાપના.

૧૧ અંગૂઠામાં દિનોદય, મધ્યમા આંગુલિમાં મધ્યાન્હ, કનિષ્ટા આંગુલિમાં સંધ્યાસમય,હાથના પૃષ્ઠભાગમાં રાત્રિજાણવી.

## મતાંતરે કાલ સ્થાપના

૧૨ હાથના તળીયામાં દિવસ જાણવો, હાથના પૃષ્ઠ ભાગમાં રાત્રિ જાણવી, જમણો હાથ તે દિવસ જાણવો અને ડાબો હાથ તે રાત્રિ જાણવી.

## ગ્રહ ફળ

૧૩ જે જગ્યાએ પોતાની રાશિનો અધિપતિગ્રહપડયો હોય ત્યાં શુભ લક્ષણ હોય તો સંપૂર્ણ ફળ મળે છે, પોતાની રાશિનો મિત્ર ગ્રહ પડયો હોય તો પોણુ ફળ મળે, સમગ્રહ પડયો હોય તો અડધુ ફળ મળે, અને સ્વરાશિનો શત્રુગ્રહ પડયો હોયતો ચોથોભાગ માત્ર ફળ મળે.

**इतिश्री हस्तसंजीवन व्याख्यायां वार दर्शनं.**

## નક્ષત્ર ચક્રની સ્થાપના

૧૪ હાથના તળીયાના મધ્યમા અશ્વનીનક્ષત્ર સ્થાપવું, પછી પૂર્વ દિશાની બાજુના તળીયામાં ભરણી, કૃતિકા, રોહિણી, દક્ષિણ દિશાની બાજુના તળીયામાં મૃગશર આદ્રા પુનર્વસુ, પશ્ચિમ બાજુના તળીયામાંપુષ્પ અશ્લેષા મઘા, ઉત્તર દિશાની બાજુના તળીયામાં પુર્વાફાલ્ગુની ઉત્તરાફાલ્ગુની હસ્તા, આ પ્રમાણે તળીયામાં તેર નક્ષત્ર,

પછી કનિષ્ટા આંગુલિના ત્રણ પર્વમાં ચિત્રા સ્વાતિ વિશાખા, અનામિકા આંગુલિના ત્રણ પર્વમાં પૂર્વાષાઢા ઉતરાષાઢા અભિજીત, તર્જની આંગુલિના ત્રણ પર્વમાં શ્રવણ ધનિષ્ટા શતતારા, અંગુઠાના ત્રણ પર્વમાં પૂર્વા-ભાદ્રપદ ઉતરાભાદ્રપદ અને રેવતિ આ પ્રમાણે હાથમાં નક્ષત્રો જાણવા

**इतिश्री नक्षत्र चक्रम्**

## વર્ષ સંબંધિ શુભાશુભ જ્ઞાન જાણવાનો માર્ગ.

૧૫ મને કયા વર્ષમાં સારો લાભ મળશે અને કયા વર્ષમાં ખોટ જશે આ જાણવા માટે આગળ બતાવવામાં આવનાર સર્વતોભદ્રચક્ર હાથમાં લખી કુમારીકા પાસે હાથની પાંચે આંગુલિના પંદર પર્વ પૈકી કોઇ પણ પર્વને સ્પર્શ કરવા કહેવું, પછી જે પર્વને સ્પર્શ કરે તેમાં ઉર્ધ્વરેખા જવ ચક્ર વિગેરે હોય તો તે વર્ષમાં લક્ષ્મી પુત્ર જશ વિગેરે લાભ મળે અને સ્પર્શ કરેલ પર્વમાં જો છિન્નભિન્ન રેખા હોય અથવા છિપનું ચિન્હ હોય અથવા ચોકડી તથા બિંદુનું ચિન્હ હોય તો તેના માટે સારૂ જાણવું નહી.

## માસ સ્થાપના જમણા હાથમાં

૧૬ હાથના તળીયામાં શ્રાવણમાસ અંગૂઠામાં ભાદ્રપદ તર્જનીના મધ્યમા આશ્વીન, મધ્યમામાં કાર્તિક, અના-મિકામાં મૃગશીર,કનિષ્ટામાંપોષમાસ આ પ્રમાણે જમણા હાથમાં દક્ષિણ અયનરૂપ શ્રાવણાદિ છ માસ જાણવા.

## માસ સ્થાપના ડાબા હાથમાં

૧૭ ડાબા હાથની કનિષ્ટામાં માઘ, અનામિકામાં ફાલ્ગુન, મધ્યમામાં ચૈત્ર, તર્જનીમાં વૈશાખ, અંગુઠામાં જેઠ, હાથના તળીયામાં અશાડ, આ પ્રમાણે ડાબા હાથમાં ઉતરાયણ રૂપ માઘાદિ છ માસ જાણવા.

## પક્ષની સ્થાપના

૧૮ સૂર્ય પ્રધાન હોવાથી સ્વરોદય અનુસારે પુરૂષનો જમણો હાથ તે કૃષ્ણપક્ષ, ડાબોહાથ ચંદ્ર પ્રધાન હોવાથી શુકલપક્ષ, કૃષ્ણપક્ષમાં જન્મેલાનો દક્ષીણ હાથ મુખ્ય, શુકલપક્ષે જન્મ થયેલાનો ડાબો હાથ મુખ્ય, કયાપક્ષમાં જન્મ થયો તેની ખબર નો હોય તો તે જે પક્ષમાં હાથ બતાવે તે પક્ષમાં તેનો જન્મ થયો છે તેમ જાણી તે હાથ તેનો મુખ્ય જાણવો બીજો હાથ ગૌણ જાણવો.

## હસ્ત જોવાને અંગે વિશેષ.

૧૯ શુકલ પક્ષમાં જન્મ થયો હોય તો સ્વરોદય પ્રમાણે તેનો ડાબો હાથ જોવાનો છે, હવે ડાબો હાથ જોવાથી તેનો જમણો હાથ નકામો છે તેમ જાણવું નહીં, આયુ ગોત્ર ધન વિગેરે તેનાથી જોવાય છે. બીજી બીના ડાબા હાથથી જોવી, તેમજ સ્ત્રી સંબંધી બીના પણ ડાબા હાથથી જોવી, સ્ત્રી સંબંધી ગોત્ર-ધનાદિનો ઉપભોગ પુરૂષનેજ કરવાનો છે.

## રોગીપ્રશ્ન તથા લાભપ્રશ્નના અંગે.

૨૦ મારા રોગની શાંતિ કયારે થશે આ પ્રશ્નના અંગે

કન્યા માસે પાંચ આંગુલી પૈકી કોઇ એકનો સ્પર્શ કરાવવો, આમાં અનામિકાનો સ્પર્શ કરે તો રોગ શાંતિ થાય. લાભ પ્રશ્નના અંગે મધ્યમાદિ આંગુલિને સ્પર્શ કરે તો ધન સામ્રાજ્ય દેનારા છે.

## વર્ણ સ્થાપના.

૨૧ અંગૂઠામાં શ્વેતવર્ણ, તર્જનીમાં પીળો, મધ્યમામાં લાલ, અનામિકામાં લીલો, કનિષ્ટામાં કાળોવર્ણ સમજવો.

## પાંચ તત્વ સ્થાપના.

૨૨ તર્જનીમાં પૃથ્વી તત્વ, મધ્યમામાં જલતત્વ, અનામિકામાં વાયુ તત્વ, કનિષ્ટામાં અગ્નિ તત્વ, અંગૂઠામાં આકાશ તત્વ જાણવું.

## પાંચ તત્વોની લંબાઇ.

૨૩ પૃથ્વીતત્વબારઆંગુલલાંબોચાલેછે,જલતત્વ, સોળઆંગુળ ચાલે, વાયુતત્વ આઠઆંગુળ ચાલે, અગ્નિતત્વ ચારઆંગુળ ચાલે, આકાશતત્વનાસિકામાંજ ચાલે બહાર નીકળે નહીં.

## રસની સ્થાપના.

૨૪ અંગૂઠામાંમધૂરરસ,મધ્યમામાંતિખોરસ,તર્જનીમાંકટુરસ, અનામિકામાં કસાયેલોરસ, કનિષ્ટામાં આમ્લરસ જાણવો.

**इतिश्री हस्त संजीवन व्याख्यायाँ सामुद्रिक लहर्यां महोपाध्यायश्री मेघविजय गणिकृतायां दर्शनाधिकारः प्रथमःसमाप्त.**

## અથ સ્પર્શનાધિકાર.

૨૫ સર્વ સામુદ્રિકશાસ્ત્ર,તથાસ્વરોદય, પલ્લીનું પડવું, અંગનું ફરકવુંવિગેરેબીનાઓઅંગવિદ્યામાંઆવી જાયછે, એટલા

માટેસ્પર્શજ્ઞાનકહેવું આવશ્યકછે, સ્પર્શજ્ઞાન એ અંગ વિદ્યાછે, આ જ્ઞાનમાં ઉપયોગીમંત્ર પણ બતાવશે, આ યંત્ર દરેકસ્થલે કહેશે નહીં, તૈયારયંત્ર, પ્રશ્નોતર જ્ઞાન માટે અહીં બતાવે છે.

सर्वतो भद्रचक्रं

| | | | | |
|---|---|---|---|---|
| ८ | ११ | क्षि | १५० | ९ |
| १४९ | २ | प | ३ | १२ |
| क्षि | प | ॐ | स्वा | हा |
| ३ | १५२ | स्वा | ९ | ६ |
| १० | ५ | हा | ४ | १५१ |

આસર્વતોભદ્રયંત્ર કેશર ચંદન વડે રૂપાની કલમથી હાથમાં લખવો, પુષ્પફળવડે તેની પૂજાકરી પછી આંગુલિઓને કુમારીકા પાસે સ્પર્શ કરાવવો, સામાન્ય પૃચ્છાના અંગે અંગૂઠા સહીત ચારે આંગુલિને સ્પર્શ કરાવવો, આમાં વિષમાં આંગુલિ–પહેલી ત્રીજી અને પાંચમી સારી જાણુવી, અને સમ આંગુલિ–બીજી ચોથી કોઇ જગ્યાએ સારી જાણુવી.

## પુછવા યોગ્ય પ્રશ્નો

૨૭ લાભ અલાભ, સુખ દુઃખ જીવીત મરણુ, ગમન આગમન, જયપરાજ્ય, કાર્ય અકાર્ય શુભ અશુભ વિગેરે પ્રશ્નો અંગૂઠા વિગેરે અંગુલિના સ્પર્શ ઉપરથી લાભા લાભ ફળ કહેવું, વિષમા આંગુલિથી લાભ અને સમ

આંગુલિના સ્પર્શથી લાભ મળે નહીં આ વિગેરે સર્વ જગ્યાએ જાણવું અથવા પ્રશ્ન લગ્નથી જાણવું,

## ગર્ભ સંબંધી પ્રશ્ન

૨૮ આ સ્ત્રીને પુત્ર આવશે કે પુત્રી આ પ્રમાણે ગર્ભ સંબંધી પ્રશ્ન કરે છતે સર્વ તોભદ્ર યંત્ર હથેળીમાં લખી પુષ્પ ફળાદિથી પૂજી કુમારી કન્યાને હાથની આંગુલિઓ સ્પર્શ કરવા કહેવું, આ કન્યા પહેલી ત્રીજી અને પાંચમી આ ત્રણ આંગુલિમાંથી કોઇ એકને અડે તો પુત્ર થાય, બીજીઅને ચોથી આંગુલિને અડે તો પુત્રી થાય, અને હાથના તળીયાને અડે તો નપુંસક થાય આ પ્રગાણે બીજા પ્રશ્નો જોવા,

## પ્રશ્ન ચૂડામણિ ગ્રંથના અંગે

૨૯ પ્રશ્ન ચૂડામણિ ગ્રંથમાં લાભાલાભ જયાજયાદિ પ્રશ્નોના અંગે સ્વર તથા વ્યંજનની ઉતરા અધરા આલિંગિતા અભિધુમિતા દગ્ધા આવા પ્રકારની સંજ્ઞા આપેલ છે, આમાં ઉત્તરાઅક્ષરોનો પ્રશ્ન હોય તો નિશ્ચે કરી કાર્ય સિદ્ધ થાય છે, અધરાઅક્ષરોનો પ્રશ્નહોય તો વિલંબથી કાર્યસિદ્ધ થાય છે, દગ્ધા અક્ષરનો પ્રશ્ન હોય તો અવશ્યકાર્ય નાશ કરે છે, પ્રશ્ન કરતીવખતે સુષુમ્ણાનાડી ચાલતી હોય તો કાર્ય ક્યારે પણ નથાય, હ્રસ્વમાત્રા આલિંગિત છે, દીર્ઘમાત્રાઅભિધુમિતછે, આવિગેરેબીના- ઓ પ્રશ્ન વ્યાકરણ, પ્રશ્નચુડામણી, ચંદ્રોન્મીલન, હસ્ત

કાંડ, વિગેરે ગ્રંથોમાં સવિસ્તાર જણાવવામાં આવેલ છે, આ ગ્રંથમાં લખેલ બીનાઓ બરાબર જાણવામાં આવે તો ભૂત ભવિષ્યની અનેક વાતો આજે પણ જાણવામાં આવી શકે તેમ છે, આ ચાલુ ગ્રંથમાં સેજ ઇસારો કરેલ છે, આ બીનાનો વિસ્તાર ઉપર જણાવેલ ગ્રંથમાં કરેલ છે.

## ઉપસંહાર

૩૦ આ અધિકાર પૂર્ણ કરતાં મંગળ માટે ૐ નમ આ મંત્રનો હાથમાં ન્યાસ કરી સર્વતોભદ્રયંત્ર હાથમાં લખી ૐ શુક્રપાણિદિનેસ્વાહા : આ મંત્ર વડે હાથને અભિમંત્રિત કરવો કે જેથી હસ્ત સ્પર્શનજ્ઞાન તથા ભૂત ભવિષ્ય જ્ઞાનની પૃચ્છાજ્ઞાનમાં મદદગાર થાય.

इतिश्री हस्तसंजीवन वाख्यायां सामुद्रिक लहर्यां महोपाध्याय श्रीमेघविजयमणिविरचितायांद्वितीयःस्पर्शाधिकारः संपूर्णः

## અથ રેખાવિમર્શનાધિકાર:

## મધ્ય મંગલ.

स्वस्तिआभरणं सिध्धेः चरणं श्री जगद्गुरोः ॥
हस्तं स्वम स्तकंन्यस्त स्मृत्वा रेखाविचार्यते ॥ १ ॥

**અર્થ**: શાસ્ત્રકાર મહારાજ નિર્વિઘ્નગ્રંથનીસમાપ્તિ ખાતર આદિમાં મંગળ કરીને હવે મધ્યમાં મંગળ કરતા કહે છે, સિદ્ધિગતિના કલ્યાણકારી આભૂષણ સમાન એવા ત્રણજગતનાગુરૂ રૂષભદેવપ્રભુના ચરણ કમલમાં હસ્ત જોડી સ્વમસ્તકસ્થાપન કરી–તેઓનું સ્મરણ કરી હસ્તરેખાનું સ્વરૂપ અહીં કહેવામાં આવે છે. ॥ ૧ ॥

ॐ

विधिने याद करावे छे

मा.. ...विधिनाभ्यर्च्य नरोयाति गुरोस्गुरु: ॥
हस्तं स्वं ...हस्ते प्रशस्ते दिवसे ॥ २ ॥

અર્થ: પ્રથમ જણાવેલ વિધિપૂર્વક દેવગુરૂની પૂજા કરી હસ્તનક્ષત્રે તથા બીજા પણ સારા પ્રશસ્ત દિવસે પોતાનો હાથ ગુરૂનેબતાવે, અહીં સૂર્ય નક્ષત્ર હસ્ત ગ્રહેલ છે તેથી પંદર દિવસ સુધી હાથ બતાવી શકાય આમ પ્રાચીન મત છે ॥૨॥

આ બાબત સંમતિ આપે છે

शोभने हस्तनक्षत्रे ग्रहेसौम्येर मेदिने ॥
पूर्वान्हे मंगलैर्युक्ते परीक्षेत विचक्षणः ॥ ३ ॥

અર્થ: સારા હસ્ત નક્ષત્રે તથા સારા ગ્રહો તથા સારા દિવસે સવારના પહોરમાં પ્રસન્ન ચિત્તવાળા ગુરૂએ મંગળીક વેષ વડે સહીત હસ્ત રેખાનો વિચાર કરે–સર્વ જણાવે ॥૩॥

રેખા જોવાનો ક્રમ બતાવે છે

पूर्व मायुः परीक्षेत पश्चाल्लक्षण मुत्तमम् ॥
क्षीणायु र्षां नृणां शेषैः लक्षणैः किं प्रयोजनम् ॥ ४ ॥

અર્થ: સર્વથી પહેલા આયુજીવતિનો વિચાર કરવો તે પછી બીજા ધનાદિક લક્ષણ ઉત્તમ છે કે નહીં તેનો વિચાર કરવો જેઓનું આયુષ્ય ક્ષીણ થયું છે તેઓના બીજા લક્ષણો વડે શું પ્રયોજન! લક્ષણો જોવા બધા નકામાં સમજવા ॥૪॥

રેખાનું સ્થાન

૧ જ્યાં મણિ રૂપ જવની ત્રણ રેખા બંધાએલ છે તેને મણિબંધ કહે છે. હાથનુંમૂળ પણ તે છે, તેના આ

ગલના ભાગને હાથ કહે છે. આ હાથ કાંઇપણ કામ ક્રિયા કર્યાવગરસ્વાભાવિકકઠણુપુરૂષનો હોય તથા સ્ત્રીઓનો હાથ કોમળ હોય તો તે હાથ સંપદા ધન સ્વજન વાહનાદિ લક્ષ્મીને દેનાર છે.

## હસ્ત દર્શનના અંગે

૨ वाम भागे तु नारीणां दक्षिणे पुरुषस्यच ॥
विलोक्यलक्षणविज्ञैः सर्व मायुः पुरःसरं ॥ ५ ॥

અર્થ: પ્રથમ સ્ત્રીઓના ડાબા હાથમાં લક્ષણુની પરીક્ષા કરવી અને પુરૂષના જમણા હાથમાં સ્વભાવાદિલક્ષણુની પરીક્ષા કરવી, આયુષ્યની પરીક્ષા સર્વના પહેલી કરવી ।।૫।।

## તલ મસાદી કયાસારા

૩ ઉત્પાત: આંગુલિઓનું ઓછા વધુ, પિટક–ફોડલો, લક્ષ્મ–લાંછન તિલક–લાલાકેશ્યામબિંદુ, મશક–મસો, વ્રણુ–છિદ્ર રોગવિશેષ, સ્પર્શન–પલ્લી તથા કાગડાનું શરીર ઉપર અડકવું. સ્ફુરણુ–નેત્રશરીરાદિનું ફ઼કવું, આ બધું પુરૂષોના જમણા અંગે સારા માટે થાય છે અને સ્ત્રીઓના ડાબા અંગે સારા માટે થાય છે. પુરૂષના જમણા અંગે શસ્ત્રનો ઘા પડેલ હોય તો કેટલાક સારો માને છે.

## બાલકના અંગે

૪ દાઢી મુછ વગરના બાલકને પંદર વર્ષ સુધી તેનો ડાબો હાથ જોવો, આયુષ્ય ધન તો જમણા હાથથી જોવા

## હસ્તના સારા લક્ષણુના સંગ્રહ

૫ વીર્યના અધિક પણાને લઇ જેનો હાથ ઉષ્ણ હોય, અરૂણ–લાલ અછિદ્ર–આંગુલિઓમાં પરસ્પર આંતરૂ ન હોય, અસ્વેદ–પરસેવો ન આવતો હોય, સ્નિગ્ધ–ચિકણો હોય લુખો ન હોય, માંશલ–પુષ્ટ હોય, શ્લક્ષ્ણ–ચામડી કાંતિવાળી હોય, તાંબાની માફક લાલ નખ હોય, આંગુલિઓ લાંબી હોય, હાથનુ તળીયું પહોળું હોય, આવો હાથ પ્રશંસા પાત્ર ગણાય છે.

## હાથના મૂલના લક્ષણો

૬ જેના હાથનુ મૂલ–મણિ બંધનો ભાગ બીજાથી નમી ન શકે એવો મજબુત હોય, કોણી સુધિનો ભાગ જેનો ગુપ્ત છે, નસો દેખાતી નો હોય, આવો હાથ સારો ગણાય છે, પણ આથી વિપરીત શિથિલ હોય, હાથ ચાલતા શબ્દ થતો હોય પ્રમાણથી હીન હોય આવો હાથ નિર્ધન અને દુખને આપનાર છે.

## હાથના તળીયાનું સ્વરૂપ

૭ જેના હાથનુ તળીયું લાલ હોય તે ધનવાન થાય. લીલું હોય તો મદીરા પાન કરે, પીળું હોય તો કુમારી, રાજપત્ની કે ચાંડાલી સાથે ગમન કરનાર થાય, કલ્મશ–કર્બુર વિચિત્ર રંગવાળું હોય તો ધન રહિત થાય.

૮ જેના હાથનુ તળીયું ઉન્નત-ઉંચુ હોય, પાણી ન ટકે તેવું હોય તો તે દાતાર બને છે. નીચું તળીયું

હોય તો તેને તેના પિતાનું ધન ન મળે, પણ સ્વો-પાર્જીત ધન હોય, ગોળ તથા નીચું તળીયું હોય તો ધનનો સંગ્રહ કરે પણ કૃપણ થાય, વિષમ તળી-યું હોય તો એટલે-આંગુલિના મૂલનો ભાગ ઉંચો જોઇએ તે નીચો હોય, અને હાથનું તળીયું નીચું જોઇએ તે ઉંચુ હોય તો તે પુરુષ નિર્ધન થાય છે.

## હાથના પાછળના ભાગનું સ્વરૂપ

૯ જેના હાથના પૃષ્ઠનો ભાગ વિસ્તીર્ણ હોય, ચિકાશ-દાર હોય, પુષ્ટ હોય, ઉંચો હોય, નસો ગુપ્ત હોય, અને સર્પની ફણા જેવો હોય તો તે હાથ ઉત્તમ જાણવો.

## ખરાબકરપૃષ્ઠ બતાવે છે.

૧૦ જેના હાથનો પાછળનો ભાગ વિવર્ણ-શ્યામ હોય, પરૂષ-કઠોર, રૂક્ષ-લુખુ, રોમરાજી વાળુ હોય, માંસ વગરનું હોય, મણિબંધની માફક નિચે નમતું હોય, આવું કરપૃષ્ઠ સારૂં નહીં.

## કરપૃષ્ઠના અંગે અન્યનો અભિપ્રાય

૧૧ જેના હાથનોપાછળનોભાગ સર્પની ફણાના આકાર જેવો હોય, રોમ-વાળવગરનો હોય, માંસથીપુષ્ટ હોય, અને મણિ બંધના ચિન્હવાળો હોય તો તે હાથ પૃષ્ઠ શ્રેષ્ઠ જાણવો.

## હાથના તળીયાના અંગે અન્યનો અભિપ્રાય

૧૨ દાતારના હાથનું તળીયું કામ કર્યાવગરસ્વભાવીક

કઠણુ હોય અને વચમાં ઉન્નત હોય છે, પણ કૃપણુના હાથનું તળીયું ઘણું નીચું હોય છે, તેમજ વાંકુ, નાનું, ઘણું લાંબુ, આવું હાથનું તળીયું સારૂં નહીં.

## આંગુલિઓનું સ્વરૂપ બતાવે છે

૧૩ જેના હાથની આંગુળિઓ નાની, અથવા લાંબી, સુકુમાર, સઘના–પરસ્પરમળેલી. લાંબા અનેમાંસ વગરના વેઢાવાળી, સરલ અને માંસયુક્ત હોવાથી ગોળ, આવી આંગુળિયો પુરૂષ અગર સ્રીની હોયતોલક્ષ્મી આપનારછે.

## ખરાબ આંગુલિઓ

૧૪ જે આંગુલિઓમાં પરસ્પર અંતર હોય, શુષ્ક, જાડી, વાંકી હોયતો દરિદ્ર પણાને આપેછે, હાથનો પાછલનો ભાગનીચો હોયતો શસ્રઘાત મળેછે, ચીપટીઆંગુલિઓ હોય તો દાસ બનેછે, સ્રીઓની આંગુલિઓ જાડી હોય તથા પગનીતર્જની આંગુલિ લાંબીહોય તોતે સારી નહીં.

## આંગુલિના અંગે અન્ય અભિપ્રાય

૧૫ જમણા હાથની પરસ્પર મળેલી આંગુલિઓ ધન સંચય કરાવે છે, આ આંગુલિઓમાં છિદ્ર હોય તો દાતાર બનેછે. આમ કોઇકિ કહે છે.

## દુઃખ કયારે મળે?

૧૬ જેના હાથની તર્જની આંગુલિ તથા મધ્યમાઆંગુલિની વચે અંતર હોય તો પ્રથમ વયમાં દુઃખ મળે, મધ્યમા તથા અનામિકાની વચમાં અંતર હોય તો

બીજી વયમાં દુખ મળે, અનામિકા તથા કનિષ્ટાની વચમાં અંતર હોય તો વૃદ્ધ અવસ્થામાં દુખ મળે, માતાપિતા પાસે ધન હોય તો પણ ભોજન સમયે અગર લગ્ન સમયે કાંઇ પણ દુખ પડે,

### ડાબા હાથના અંગે સ્ત્રીને સુખ કયારે મળે ?

૧૭ જે સ્ત્રીના ડાબા હાથની અનામિકા તથા કનિષ્ટા આંગુલિની વચમાં અંતર ન હોય તો પિતા તરફથી પ્રથમ વયમાં સુખ મળે, મધ્યમા તથા અનામિકાની વચમાં અંતર ન હોય તો યુવાવસ્થામાં પતિ તરફથી સુખ મળે, મધ્યમા તથા તર્જની આંગુલિકની વચમાં અંતર ન હોય તો પુત્ર તરફથી વૃદ્ધાવસ્થામાં સુખ મળે.

### જમણા હાથના અંગે સ્ત્રીને સુખ કુયારે મળે ?

૧૮ જે સ્ત્રીના જમણા હાથની તર્જની તથા મધ્યમા આંગુલિની વચમાં અંતર ન હોય તો પિતા તરફથી પ્રથમ વયમાં સુખ મળે, મધ્યમા તથા અનામિકાની વચમાં અંતર ન હોય તો પતિ તરફથી યુવાવસ્થામાં સુખ મળે. અનામિકા તથા કનિષ્ટા આંગુલિની વચમાં અંતર ન હોય તો વૃદ્ધાવસ્થામાં પુત્ર તરફથી સુખ મળે.

### જમણા હાથના અંગે પુરૂષને સુખ કુયારે મળે ?

૧૯ જે પુરૂષના જમણા હાથની તર્જની તથા મધ્યમા આંગુલિની વચમાં અંતર ન હોય તો પ્રથમ વયમાં સુખ મળે, મધ્યમા તથા અનામિકાની વયમાં અંતર

ન હોય તો યુવાવસ્થામાં સુખ મળે, અનામિકા તથા કનિષ્ટાની વચમાં અંતર ન હોય તો વૃદ્ધાવસ્થામાં સુખ મળે અંતરૂ કેતા આંતર કે છિદ્ર ન હોય તો લાભ મળે.

## ડાબા હાથના અંગે પુરૂષને સ્ત્રી સુખ મળે

૨૦ જે પુરૂષના ડાબા હાથની તર્જનીતથામધ્યમાઆંગુલિની વચમાં અંતરનહોયતો પ્રથમસ્ત્રી તરફથી સુખ મળે, મધ્યમા તથા અનામિકાઆંગુલિની વચમાં અંતર ન હોય તો બીજી સ્ત્રી તરફથી સુખ મળે,અનામિકા તથા કનિષ્ટાઆંગુલિની વચમાં અંતર ન હોય તો ત્રીજી સ્ત્રી તરફથી સુખ મળે, હાથની કોઇ પણ આંગુલિઓની વચમાં છિદ્ર–અંતર ન હોય તો કાયમ સુખ મળે છે.

## ધનવૃદ્ધિ તથા મોશાળપક્ષ બલવાન

૨૧ જે પુરૂષના હાથની અનામિકા આંગુલિના છેલ્લા પર્વ કરતા કનિષ્ટા આંગુલિ મોટી હોય તો ધનની વૃદ્ધિ થાય છે, ડાબા હાથની કનિષ્ટા આંગુલિ અનામિકાના છેલ્લા પર્વ કરતાં મોટિ હોય તો મોશાલ પક્ષ ઘણો હોય તથા તેમના તરફથી સુખ મળે.

## પિતૃપક્ષ તથા લક્ષ્મીની વૃદ્ધિ

૨૨ જે પુરૂષની મધ્યમા આંગુલિના છેલા પર્વ કરતા તર્જની આંગુલિ જો મોટી હોય તો પિતૃપક્ષ મોટો જાણવો, ડાબા હાથની તર્જની આંગુલિ મધ્યમા આંગુલિના ઉપરના પર્વ કરતા મોટિ હોય તો લક્ષ્મી

મલે છે, આ પ્રમાણે ન હોય તો દુખ વિપદા મળે છે.

## ધન તથા આયુષ્યહીનથાય

૨૩ જેના હાથની આંગુલિઓ તથા અંગૂઠો પ્રમાણથી ઘણો નાનો હોય અગર અધિક હોય, ગણત્રીમાં વધારે હોય તો તે માણસ ધન ધાન્ય આયુષ્ય વિગેરેથી હીન થાય.

## સ્ત્રી મરણ થાય

૨૪ જેના હાથની મધ્યમા આંગુલિ પ્રમાણથી વધારે લાંબી હોય તો તેની સ્ત્રી મરણ પામે છે.

## વિદ્યા તથા ભોગ

૨૫ જેના હાથની અનામિકા આંગુલિ પ્રમાણથી વધારે લાંબી હોય તો તે માણસ વિદ્યાવાળો તથા ભોગી થાય છે, આ વાખ્યા કેટલાક આચાર્ય પગની આંગુલિના માટે જણાવે છે.

## દીર્ઘ આયુષ્ય થાય

૨૬ જે માણસના હાથની આંગુલિઓના પર્વોમાં રહેલા જવો દશથી વધારે હોય, તથા આંગુલિઓ અત્યંત લાલ હોય તો તે માણસ દીર્ઘ આયુષ્યવાળો થાય છે.

## સ્ત્રી રહિત થાય

૨૭ જે માણસના હાથ પગની આંગુલિઓ પ્રમાણથી મોટી અથવા પરસ્પર મળેલી-જન્મથી સંબદ્ધ હોય તો તે માણસ હંમેશા સ્ત્રી રહિત હોય.

## દરિદ્રી થાય

૨૮ જે માણસના હાથ પગની આંગુલિઓ પ્રમાણથી અત્યંત નાની હોય તો તે માણસ દરિદ્રી થાય છે.

## આંગુલિઓ ઉપરથી આયુઃનિર્ણય

૨૯ જેના હાથની અનામિકા આંગુલિના છેલા પર્વ કરતા કનિષ્ટા આંગુલિ મોટી હોય તો સીતેરથી સો વર્ષનું આયુષ્ય જાણવું, જો કનિષ્ટા આંગુલિ અનામિકા આંગુલિના છેલા પર્વ બરોબર હોય તો સાઠ વર્ષ જીવે.

## આ બીનાને સ્પષ્ટ કરીને કહે છે.

૩૦ જેના હાથની કનિષ્ટા આંગુલિ અનામિકા આંગુલિના છેલા પર્વ કરતા પાંચ જવ પ્રમાણે મોટી હોય તો તે માણસનું સો વર્ષનું આયુષ્ય હોય, ચાર જવ મોટી હોય તો નેવું વર્ષ, ત્રણ જવ મોટી હોય તો એંશી વર્ષ, બે જવ પ્રમાણ મોટી હોય તો સીતેર વર્ષ, એક જવ પ્રમાણ મોટી હોય તો સાઠથી અધિક આયુષ્ય અને પર્વના બરોબર કનિષ્ટા આંગુલિ હોય તો સાઠ વર્ષનું આયુષ્ય જાણવું.

૩૧ અનામિકા આંગુલિના છેલા પર્વ કરતાં કનિષ્ટા આંગુલિ એક જવ પ્રમાણ ઓછી હોય તો પચાશ વર્ષનું આયુષ્ય જાણવું, બેજવપ્રમાણ ઓછી હોય તો ચાલીશ વર્ષ, ત્રણજવપ્રમાણ ઓછીહોયતો ત્રીશ વર્ષ, ચારજવપ્રમાણે ઓછી હોય તો વીશવર્ષનું આયુષ્ય જાણવું.

## લલાટ રેખા ઉપરથી સુખદુઃખ

૩૨ જેના લલાટમાં લાલ રંગની રેખા પડી હોય તો તે ભાગ્યવાન સમજવો, લીલા રંગની રેખા પડી હોય તો તે સુખી થાય છે. કાળા રંગની રેખા પડી હોય તો તે દુખી થાય અને અપજશ પામે, લલાટમાં એક રેખા સિદ્ધિ પડી હોય તો તેનો છોકરો મરી જાય છે, જેના માથામાં બે માથાનો આકાર હોય તથા શ્યામ રેખા પડી હોય તો તે દુખી થાય છે. અને ઘેર ઘેર ભિક્ષા માટે ભમે છે.

## લલાટ રેખા ઉપરથી આયુઃ નિર્ણય

૩૩ જેના લલાટમાં એક રેખા સિદ્ધિ પડી હોય તો તેનું પચીશ વર્ષનું આયુષ્ય જાણવું, ત્રણ રેખા પડી હોય તો સાઠ વર્ષનું આયુષ્ય જાણવું, ચાર રેખા પડી હોય તો એંશીવર્ષજીવે, અને પાંચરેખાપડી હોય તો સોવર્ષ જીવે, જેનાકપાલમાંત્રિશૂલઉભું હોય તો મહાન્ આચાર્ય બને છે, તથા સુવર્ણનો અભિલાષી થાય છે.

## મણિબંધ જવમાળા ફળ

૩૪ જેના હાથના મણિબંધ–પહોંચામાં જવમાળા ત્રણ પડી હોયતો તે રાજા થાય, આ રેખા હાથના પાછળના ભાગમાં હોય તો વધારે લાભ થાય, બે જવ માલા પડી હોય તો રાજાનો મંત્રિ અથવા ધનવાન અથવા બુદ્ધિમાન થાય, એક જવ માળા પડી હોય તો શ્રેષ્ઠિ–ધનવાન અને મનુષ્યોથી પૂજીત બને છે.

## મણિબંધના અંગે અન્ય અભિપ્રાય

૩૫ જેના મણિ બંધમાં–પહોંચામાં ત્રણ જવમાળા રેખા પડી હોય તો તે માણુસ ધન–ગોધનાદિ કનક સ્વર્ણ સર્વધાતુ, રત્નો–વૈડૂર્યાદિઆભરણનોભોક્તા થાય અને આખર અવસ્થાએ કલ્યાણને પામે છે.

૩૬ ત્રણ પરિક્ષેપવાળી જવમાળા જેના મણિબંધમાં પડી હોય તો તે માણુસ ધનથી પૂર્ણ રાજા થાય ક્ષત્રિય હોય તો, બેપરિક્ષેપવાળી જવમાળાથી રાજમંત્રિ અથવા મહાન બુદ્ધિશાળી અથવા મહાન ધનવાન થાય, એક પરિક્ષેપ-વાળી જવમાળાથી શ્રેષ્ટિ–ધનેશ્વર થાય અથવા મનુષ્યથી પૂજનીય થાય સ્ત્રીના ડાબા હાથમાં જવમાળા પડી હોય તો આજ ફળ મળે છે.

## રેખાનું સ્વરૂપ જણાવે છે

૩૭ रत्नाकरात् गोत्ररेखा करभाद्धनतेजसोः ॥
एतारेखा यांति तिस्त्र स्तर्जन्यं गूष्ठकांतरं ॥४२॥
रेखा स्तिस्त्रोप्यमूर्येषां संपूर्णा दोष वर्जिताः ॥
गोत्रेधने जीविते च तेषांवृद्धिर्न संशयः ॥४३॥

અર્થ:—મણિ બંધથી ગોત્રરેખા નીકળે છે, કરભથી ધન તથા આયુરેખા નીકળે છે, આ ત્રણ રેખા તર્જની આંગુલિ તથા અંગૂઠાની વચમાં જાય છે, આ ત્રણ રેખા જેને સંપૂર્ણ તથા દોષ રહિત હોય તો તેને ગોત્ર ધન અને આયુષ્ય સંપૂર્ણ હોય, આ ત્રણે રેખાઓ છેદાએલ તથા તૂટેલ ન હોય તો સંપૂર્ણ લાભ મળે.

## રેખાના જુદા જુદા નામો

૩૮ हस्तरेखा त्रयं चैतत् विश्वत्रयमुदाहृतं
पितृरेखोर्ध्व लोकस्या त्मातृरेखा च मानवी ॥४४॥
पाताल मायुरेखास्या देता दक्षिण हस्तगाः ॥
धातु मूंल तथाजीवो वामे चैता विपर्ययात् ॥४५॥

અર્થ:— જમણા હાથમાં રહેલ આ ત્રણ રેખા ને વિશ્વત્રય કહે છે, પિતૃરેખાને ઉર્ધ્વલોક, માતૃરેખાને મનુષ્ય-લોક અને આયુષ્ય રેખાને પાતાલલોક કહે છે, વળી, પિતૃ રેખાને ધાતુ, માતૃરેખાને મૂલ, આયુરેખાને જીવ કહે છે, ડાબા હાથમાં પિતૃરેખા ને જીવ, માતૃરેખાને મૂલ, અને આયુરેખાને ધાતુ કહે છે.

## જીવ કઈ ગતીમાંથી આવ્યો અને ક્યાં જશે ?

૩૯ यस्या प्राधान्य मेतासु तस्यारूपं निरुप्यते ॥
जीवस्याऽगमनं वामे गमनं दक्षिणे करे ॥४६॥

અર્થ:—આ ત્રણે રેખામાં જે રેખા પ્રધાન હોય–છેદ ભેદ વેધાદિ રહિત અને પ્રગટ–સ્પષ્ટ હોય તો તે રેખા ઉપરથી નિશ્ચય કરવો, ડાબા હાથની રેખાથી જીવ તે તે ગતીમાંથી આવ્યો જાણવો, અને જમણા હાથની રેખાથી જીવ તે તે ગતીમાં જશે તેમ જાણવું.

૪૦ સ્પષ્ટાર્થ:—જેના ડાબા હાથમાં પિતૃરેખા સ્પષ્ટ હોય તો તે માણસ દેવલોકમાંથી અહીં આવ્યો છે તેમ જાણવું, માતૃરેખા સ્પષ્ટ હોય તો તે મનુષ્ય લોક-માંથી આવ્યો છે તેમ જાણવું, આયુરેખા સ્પષ્ટ હોય તો તે પાતાલ લોકમાંથી આવ્યો છે તેમ જાણવું.

૪૧ જે માણુસના જમણા હાથમાં પિતૃરેખા સ્પષ્ટ ચોખી પડી હોય તો તે માણુસ અહીંથી મરીને દેવલોકમાં જશે તેમ જાણવું, માતૃરેખા ચોખી સ્પષ્ટ પડીહોય તો તે મનુષ્યગતીમાં જશે અને આયુરેખા જેની ચોખી સ્પષ્ટ હોય તો તે માણુસ અહીંથી મરીને પાતાલલોક-નરક અને તિર્યંચ ગતિમાં જશે તેમ સમજવું.

## રેખાના અધિષ્ટાતા દેવો

૪૨ પિતૃરેખાનોઅધિષ્ટાતા બ્રહ્માછે, માતૃરેખાનો સ્વામિ વિષ્ણુ છે, અને આયુ રેખાનો સ્વામિ શિવછે, હસ્ત તલીયાનાઅધિપતિ ચારેદિશામાં ચાર ઈંદ્રો છે, ઈંદ્ર ૧ યમ ૨ વરૂણ ૩ અને વૈશ્રમણછે ૪.

## રેખાના બીજા નામો

૪૩ પિતૃ રેખાને બાલ્યવય કહેછે, માતૃ રેખાને તારૂણ્યં, આયુ રેખાને વૃદ્ધ પણું કહે છે, પિતૃરેખાને ચર કહે છે, માતૃરેખાને સ્થીર, અને આયુરેખાનેદ્વિસ્વભાવ કહે છે, પિતૃરેખાપુરૂષ છે, માતૃરેખાસ્રી, અને આયુરેખા નપુંસક છે. પિતૃરેખાને નભશ્ચર, માતૃરેખાને સ્થલચર, અને આયુરેખાનેજલચર કહે છે, પિતૃરેખા સત્વ ગુણ, માતૃરેખા રજોગુણ, આયુરેખા તમોગુણ છે.

## રેખાથી થતા લાભો

૪૪ રેખા જાણુનાર બરોબર હોય તો તેને સચરાચર ભૂત ભવિષ્ય અને વર્તમાનનું જ્ઞાન થાય છે, જેમ દીવાથી

ઘરની અંદરની તમામ વસ્તુનું જ્ઞાન થાય છે તેમ રેખાથી લાભાલાભ, સુખ દુખ જીવિત મરણ જય પરાજય વિગેરેનું જ્ઞાન થાય છે.

## પુન્યથી સારી રેખા મળે છે

૪૫ पावइ लाहालाहं सुखं दुखं जीवियं च मरणं च ॥
रेहार्हि जीवलो पुरिसो महिला जय विजयम् ॥१॥
आउं पुत्तं च धणं कुल वंसं देहधन्न संपत्ती ॥
पुव्व भव संचियाणं पुन्नाण कहंतिरेहाओ ॥२॥

અર્થ: પૂર્વ ભવમાં સંચિત કરેલ પુણ્યને અનુસારે મનુષ્ય લોકમાં રેખાઓ હાથમાં સારી પડે છે, અને તેથી લાભાલાભ સુખ દુખ જીવિત મરણ જય પરાજયનું જ્ઞાન થાય છે, પુરૂષ અને સ્ત્રી બંનેને રેખાનું ફળ સરખુ મળે છે, વળી સારૂ આયુઃ પુત્ર કુલ વંશ ધાન્ય દેહ ધન સંપત્તિ વિગેરે પૂર્વ પુન્યને રેખાઓ જણાવે છે.

## રેખાઓના ગુણો

૪૬ જે પુરૂષ કે સ્ત્રીના હાથમાં સુક્ષ્મા—નાની, સ્નિગ્ધા—કાંતિવાળી, ગંભીર—ઉંડી, લાંબીમધનાજેવીપીળી—પીતરક્તા, પાછી વળેલી નહીં, છેદ વગરની, મૂલ સહીત, આવી રેખા પડી હોય તો તે ઘણી સારી જાણવી,

## પ્રત્યેક રેખાનું સ્વરૂપ તથા ફળ

૪૭ જે પુરૂષ કે સ્ત્રીના હાથમાં લાલ તથા ગંભીર—ઉંડી રેખા પડી હોય તો તે દાતાર બને છે, મધુપિંગલા

રેખા સુખને આપે છે. સુક્ષ્મા રેખા ધનને આપે છે, મૂલ સહીતવાળીરેખા સોભાગ્યને આપે છે

## ખરાબ રેખાઓ

૪૮ જે પુરૂષ કે સ્રીના હાથમાં છેદેલ, પલ્લવીત, વાંકી, સ્થાન છોડી બીજી જગ્યાએ ગએલ, વિવર્ણ-શ્યામા સ્ફુટિતા-અંદર છિદ્રવાળી, રૂક્ષા-કાંતિ રહિત, તન્વ્ય-ઘણી સુક્ષ્મ તેમજ લીલી આ રેખાઓ સારી ન જાણવી.

## ખરાબ રેખાનું ફળ કહે છે.

૪૯ જે પુરૂષ કે સ્રીના હાથમાં ડાબી કે જમણી બાજુ મૂલ રેખામાંથી શાખાઓ નીકળી હોય તો તેને પલ્લ-વીત કહે છે આનાથી કલેશ મળે છે, રેખા છેદાએલ હોય તો જીવિતનો શંસય કરે છે, અને વિષમ-વાંકી રેખા પડી હોય તો ખરાબ અન્ન મળે દ્રવ્યનો નાશ કરે અને ઝેરને આપે છે.

## રેખા કેટલી જોઇએ

૫૦ જેના હાથમાં ઘણી રેખાઓ પડી હોય તો તે કલેશ આપે છે, પ્રમાણથી ઓછી હોય તો ધન હીનબનાવે છે, ચાર પાંચ કે છ રેખાથી વધારે હોય તો દરિદ્ર પણું આપે છે, શાસ્રમાં કહેલ સારી રેખાઓ વધારે હોય તો તેનો દોષ નથી, નહી તો ઉર્ધ્વ રેખા ચાર વિગેરે આગલ કહેશે તેમાં વિરોધ આવે.

## રેખાનો સામાન્યથી નિયમ

૫૧ દરેક સ્રી પુરૂષના હાથમાં ગોત્ર ૧ ધન ૨ આયુ ૩ આ

ત્રણ રેખાઓ મુખ્યત્વે હોય છે, ઉર્ધ્વ રેખા હોય તો ચાર રેખા થાય, જોકે ઉર્ધ્વ રેખા પાંચ છે તો પણ અહીં એક ઉર્ધ્વ રેખાથી બધી ગ્રહણ કરેલ છે, આ સીવાય વિદ્યા ૧ પુત્ર ૨ ભાગ્ય ૩ યશ ૪ સ્ત્રી ૫ વાહન ૬ મિત્ર ૭ મૃત્યુ ૮ રાજ્ય ૯ માતૃ ૧૦ આ રેખાઓ પ્રકીર્ણ–પરચુરણ ગણાય છે. આ રેખાઓનો સમાવેશ આ ચારમાંજ આવી જાય છે આ ચારનોજ વિસ્તાર છે તેમ જાણવું આટલી રેખાઓ તો જોઇએ, આ બધી રેખાઓ આચાર મુખ્ય રેખાઓના ભાગજ સમજવા.

## રેખાઓના સ્થાન તથા નિયમ કહે છે

૫૨ વિદ્યા ૧ કુલ ૨ ધન ૩ આયુ ૪ અને ઉર્ધ્વ રેખા ૫ આ પાંચ રેખાઓ હાથમાં રહેલી હોય તો તે મનુષ્યોના પૂર્વકૃત શુભાશુભને કથન કરે છે–પ્રગટ કરે છે. આ રેખામાં કુલ તથા ઉર્ધ્વ રેખા દક્ષિણ દિશામાં આવેલ છે, ધન તથા આયુરેખા પશ્ચિમ દિશામાં છે, ભાગ્ય તથા ધર્માદિ રેખાઓ ઉત્તર દિશામાં છે, પૂર્વ દિશામાં અંગૂઠામાંથી નીકળતી વાહન યાત્રાદિ રેખાઓ પિતૃરેખાની અંદર પડવાવાળી આ ચાર રેખાઓ મુખ્ય છે, વિદ્યા રેખા અને ધન રેખા આ બે રેખાઓ લોકોનું જીવિત છે, આથી પાંચ રેખાઓ મુખ્ય છે.

## રેખાનું ફળ

૫૩ જેના હાથમાં જણાવેલ મુખ્ય રેખાઓ ન હોય અથવા

મુખ્ય રેખા તથા બીજી પ્રકીર્ણક રેખાઓ કરતા અધિક રેખાઓ પડી હોય તો તેઓ અલ્પાયુષ્યવાળા જાણવા અથવા દ્રરિદ્ર દુખિ બને છે.

## આયુ રેખા વિચાર

૫૪ જેના હાથની આયુરેખા કનિષ્ટાદિ જેટલી આંગુલિઓ ઉલંધી જાય તેટલી પચીશી વર્ષની જાણુવી પણ હાલ કાલની હાની હોવાથી જેટલી આંગુલિઓ ઉલંઘે તેટલી વિશીઓ વર્ષની જાણુવી.

## આયુરેખાના અંગેશંકા-સમાધાન

૫૫ મનુષ્યોના હાથમાં આયુરેખા મોટી છતાં અલ્પ કાળમાં શા માટે મરી જાય છે—ઉત્તર આયુરેખાની વચમાં બીજી રેખા પડી હોય છે અથવા વેધ પડેલ હોય છે તેથી અલ્પાયુષી થાય છે.

## હસ્તરેખાનાઅંગે પ્રાચીન હસ્તચિન્હસુત્રનો અભિપ્રાય

૫૬ ગુરૂ મહારાજે જેવી રીતે કહેલ છે તેવીરીતેશ્રદ્ધા પૂર્વક હસ્તચિન્હસૂત્ર અહીં જણાવું છું.

## રેખાથી શુભાશુભ જણાય છે

૫૭ મનુષ્યોના હાથમાં પડેલા સારા લક્ષણો કે રેખાથી તત્કાલ શુભ, આયુ, ધન, ગોત્ર, અને ભાગ્યાદિ જણાય છે, અશુભ લક્ષણથી અર્થ હાન્યાદિ જણાય છે,

## આયુ જ્ઞાન

૫૮ જેના હાથની આયુરેખા તર્જની આંગુલિ સુધિ ગઇ

હોય તો તેનું આયુઃ એકસોને આઠ વર્ષનું જાણવું, આ આયુ રેખાની વચમાં વેધ્યરેખા પડી હોય તો તે વખતે તેનું મરણ થાયછે, આ લક્ષણ પણ જાણવા જોઇએ.

## ત્રણ પ્રકારના વેધ

૫૯ જેના હાથની આયુરેખાને વેધ કરનાર રેખા ડાબી બાજુ રહીને ડાબો વેધ કરે તો તેનું મૃત્યુ જલથી થાય છે, આયુરેખાનો વેધ સિધ્ધો સરલ થયો હોય તો તેનું મૃત્યુ શસ્ત્રથી થાય છે.

૬૦ વેધ કરનાર રેખા વેધને ઉદ્દેશીને જમણી બાજુ રહીને આયુરેખાને જમણી બાજુ વેધકરે, આવેધ મુખના ભાગ ઉપર જાડો હોય તો તેનું મૃત્યુ સર્પથી થાય છે, પાતળોવેધ હોયતો અગ્નિથકી તેનું મૃત્યુ થાય, ડાબો તથા જમણો બંને બાજુ વેધ હોય તો તેનું મૃત્યુ મહારોગથી થાય છે.

## ધન રેખા વિચાર

૬૧ જેના હાથમાં ધન રેખા ઘણી લાંબી હોય તો તેની પાસે ધન ધાન્ય ઘણું હોય છે, મિત્ર રેખા ભેદાએલ હોય તો ધનનો વ્યય ઘણો થાય.

૬૨ જેના હાથમાં ધન રેખાના મૂલમાં ત્રિશૂલના આકારની રેખા પડી હોય તો તેની પાસે લાંબો વખત ધન નો રહે, આ ધન રેખાની મધ્યમાં ત્રિશૂલના આકારની રેખા પડી હોય તેની પાસે ધન કપટ વૃત્તિ તથા ખરાબ વ્યાપારથી પેદા કરેલ છે તેમ જાણવું.

## ધર્મ રેખા સ્થાન

૬૩ જેના હાથમાં મધ્યમા આંગુલિઓની નીચે રેખા પડી હોયતો તેને ધર્મ રેખા કહેછે, આ રેખા વજ્રના આકારની હોય તો તે માણુસ શ્રદ્ધાળુ તથા ધર્મિષ્ટ હોય; મતાંતરે ધર્મ રેખા અનામિકાના મૂલમાં જાણવી, અને ડાબા હાથમાં મધ્યમા આંગુલિનામૂલમાજાણવી.

## વજ્રરેખા સ્થાન

૬૪ જેના હાથમાં અનામિકાઆંગુલિનામૂલમાંવજ્રના આકારની રેખાપડીહોયતો તેનીપ્રતિષ્ઠાઆબરૂ સારી ફેલાય છે, આ વજ્રરેખા બીજી રેખાથી ભેદાએલ હોય તો પ્રતિષ્ઠાનો ધ્વંસ થાય છે.

## દેવસ્થાન

૬૫ અંગૂઠાથી માંડી તર્જની આંગુલિના અંત સુધિના વચલા ભાગને દેવતાલય-દેવસ્થાન કહે છે. તથા પીત્ર્યતીર્થ કહે છે, આથી મૃત્યુ જ્ઞાન જાણી શકાય છે.

## મૃત્યુ રેખા

૬૬ આ દેવસ્થાનની મધ્યમાં ત્રિવેણીના ઉપર અને તર્જની આંગુલિનીનીચે જોએકરેખાપડીહોય તો તેમાણુસ અકસ્માત મૃત્યુ પામે છે, જોતેસ્થલે બે રેખા પડી હોય તો બેજણુસાથેમૃત્યુથાય, ત્રણ રેખા પડી હોય તો ત્રણ જણુ સાથે મૃત્યુ પામે, અને ઘણી રેખા પડી હોય તો ઘણા જણુ સાથેમૃત્યુ પામે છે, આમાં ત્રણ રેખા સાથે હોય

તો જલથી ત્રણ જણનું મૃત્યુ થાય, ચાર રેખા પડીહોય તોસંગ્રામથીચાર જણનું મૃત્યુ થાય તેમ જાણવું.

## જશકિર્તી

૬૭ જે પુરૂષના જમણા હાથના અંગૂઠાના ઉપરના ભાગમાં સંપૂર્ણ–અખંડ જવ હોય તો તેનો જશ કાયમ ફેલાય છે, મધ્યમાવેધ હોય તો અડધી ઉમર પછી જશ ફેલાય.

## મણિબંધ રેખા

૬૮ જેના હાથમાં મણિબંધ રેખા હોય તો તેને લક્ષ્મી તથા સોભાગ્ય મળે છે, આરેખાનીઆગળ સાંકળ જેવો આકારહોયતો તે માણસ રૂપવાન તથા ધનવાન થાય છે.

## જવરેખા

૬૯ જેના જમણા હાથનાઅંગૂઠાનામધ્યભાગમાંજવહોયતોતે માણસવિદ્યાનાબલથીસારી પ્રસિદ્ધ મેળવેછે, તથા ધનવાન બને છે, તેનો જન્મ શુકલ પક્ષમાં દિવસે થયો જાણવો, ડાબા હાથનાઅંગૂઠામાં જવહોયતોશુકલપક્ષમાં રાત્રિએજન્મથયો જાણવો, બંને અંગુઠામાં જવ હોય તો કૃષ્ણપક્ષે દિવસે જન્મ થયો જાણવો.

## આયુ રેખામાંથી નીકળતી રેખાનું ફળ.

૭૦ જેના હાથમાં આયુરેખાના છેડે તિરછી રેખા ગઇ હોય તો તે માણસઘોડાઉપરથીપડેછે,આરેખા કાળી હોય તો તેનેરાજાથી ભયથાય, ટીકાકારે ગધેડાથીભય લખેલ છે.

૭૧ આયુરેખાનીમધ્યમાંબેરેખાપડીહોયઅનેઆમાં એકલાંબી હોયઅનેબીજી નાનીહોય તોતેમાણુસશ્ર્વરઉપરથી પડે છે.

૭૨ જેના હાથમાં આયુરેખાના મૂલમાં–કરભમાં અંકુશની માફક વાંકી રેખા પડી હોય તો તેને હાથીથી ભય રહે, આ રેખા છેદેલ હોય તો જલથી ભય રહે.

૭૩ આયુરેખાના મૂલમાં લાલરેખા જો પડી હોય તો તેને બાર બાર વર્ષે રક્ત વિકાર ગંડરોગ–ગુમડા વિગેરે થાય.

૭૪ આયુ રેખાની અંદર ધોળા બીંદુ હોય તો તેને સંનિ-પાતરોગથાય છે,લાલ બીંદુ હોયતો અગ્નિથકી ભયરહે, શ્યામ બિંદુ હોય તો જેલ મળે છે.

## સ્ત્રી સુખ અથવા સ્ત્રી સમાગમ

૭૫ જે પુરૂષના જમણા હાથના અંગૂઠાના મૂળમાંથી નીચે ઉતરતી અને પિતૃ રેખા તરફ જતી જેટલી રેખાઓ હોય તે પુરૂષને તેટલી સ્ત્રીઓ તરફથી સુખમળે, આ સાધારણ સ્ત્રીઓ જાણવી, આ રેખાની વચે જેટલી રેખામાં વેધ થયો હોય તેટલી સ્ત્રીયો સાથે કલેશ થાય.

## પુત્ર પુત્રી રેખા

૭૬ જેના હાથના અંગુઠાથી માંડી મણિબંધ સુધિ જેટલી લાંબી રેખા તેટલા પુત્રો જાણવા, અને નાની તથા વાંકી જેટલી રેખા હોય તેટલી પુત્રીઓ જાણવી, આમાં જેટલી રેખા છેદેલ ભેદેલ તથા વેધવાળી હોય તેટ-લા છોકરા છોકરીઓ મરણ પામેલ જાણવા, કેટલાક આચાર્ય આ રેખાને ભાઈ બેનની રેખા કહે છે.

## ઘાતકે હાની રેખા

૭૭ જેના હાથમાં આયુ રેખામાંથી નીકળતી પલ્લવ રેખા-

ઓ આંગુલિઓ તરફ ગઇ હોય તો તે માણસને તે સ્થાનના અનુસારે તે વર્ષમાં ઘાત કે કાંઇ પણ હાનિ થાય,

## સંપત્ત રેખા

૭૮ જેના હાથમાં આયુ રેખામાંથી નીકળતી પલ્લવ રેખાઓ જેટલી અંગૂઠા તરફ ગઈ હોય તો તે માણસને તે સ્થાનના અનુસારે તે વર્ષમાં કાંઇ પણ સંપદા જશ કે આબાદાની સારી થાયછે.

## મોશાળ પક્ષથી ધન મળે

૭૯ જેના હાથમાં માતૃ રેખામાંથી નીકળતી પલ્લવરેખાઓ અંગૂઠાતરફગઈ હોયતોતેનેમોશાળ પક્ષમાંથીધન મળેછે, આપલ્લવરેખાઓઆયુરેખાતરફગઈહોયતો ધન ન મળે.

## સ્વજનસ્નેહ રેખા

૮૦ જેનાહાથમાં કનિષ્ટા તથાઅનામિકા આંગુલિઓ પરસ્પર મળેલી હોયતોતેને સ્વજનકુટુંબીઓ સાથેસારોસ્નેહરહે.

## ધન તથા દરિદ્રરેખા

૮૧ જેના હાથમાં કનિષ્ટા તથા અનામિકા આંગુલિની વચે અંતર ન હોય તો તે માણસ ધનધાન્યથી પૂર્ણ બને છે, છીદ્ર–અંતર હોય તો દરિદ્રી બને છે.

## માતાપિતામધ્યેપહેલાકોણમરે ?

૮૨ જેના હાથમાંતર્જનીઆંગુલિનીનીચે અને ત્રિવેણીના ઉપર બે રેખાઓ હોય છે, આમાં ત્રિવેણી બાજુની રેખા મોટી હોય તો પેલા પિતાનું મૃત્યુ થાય, તર્જની બાજુની રેખા મોટી હોય તો પેલા માતાનું મૃત્યુ થાય.

## ગૃહબાંધરેખા

૮૩ જેના હાથમાંમાતૃપિતૃ રેખાનામોઢાં ત્રિવેણીમાં જઇને પરસ્પર મળેલાહોય તો તેનો સંસાર સુખ રૂપ ચાલે છે, પરસ્પર દંપતિને સ્નેહ સારો રહે છે, ડાબા હાથમાં આ બે રેખાના મોઢા પરસ્પર મળેલા હોય તો સ્ત્રી સંબંધી સગાઓ તથા મીત્ર પુત્ર સાથે સારી પ્રિતિ રહે છે, મોઢા પરસ્પરમળેલા ન હોયતો પ્રિતિ ન રહે.

## વ્યાપાર તથાયશ રેખા

૮૪ જેના હાથમાં અનામિકા આંગુલિના ઉપરના પર્વ કરતા કનિષ્ટા આંગુલિ મોટિ હોય તો, તથા કનિષ્ટા આંગુલિના પેલા પર્વમાં ઉર્ધ્વ રેખાઓ હોય તો તે માણસને વ્યાપારમાં ઘણો લાભ મળે તથા જશ તેનો સારો ફેલાય.

## આયુરેખાના છેદનું ફળ

૮૫ જેના હાથમાં આયુ રેખાના મધ્યભાગમાં છેદ હોય અને પાછો સંધાઇ જતો હોય તો તે માણસને જલ કે અગ્નિથી ભય રહે, ડાબા હાથમાં આયુરેખા છેદેલ હોયતો સ્ત્રીના પ્રસંગથી અપકીર્તિ ફેલાય તથા અલ્પાયુસ્ત્રી થાય,

## પ્રથમસુખપછીદુઃખ

૮૬ જેના હાથમાં આયુ રેખાના છેડેથી જો કોઈ રેખાની કળીને ધન રેખા તથાઅંગુઠાતરફ ગઇહોયતો તે માણસની પ્રથમ જીંદગીસુખ રૂપઅનીપાછળનીજીંદગીદુખરૂપ અથવાનિર્ધનરૂપબને છે.

## વીંછી તથા સર્પથી ભય.

૮૭ જેના હાથમાં પિતૃરેખા તથા અંગૂઠાની વચમાં ચોકડીનાઆકારેરેખાપડીહોયતો તે માણુસનેવીંછી કે સર્પનો ડંશ થાય, જો તબેનીવચમાંત્રિકોણુ આકારહોયતો શ્વાન શીયાળકેવાઘથીકરડાય છે, શ્રૃંગનો આકાર હોય તો શીંગડાવાળા પ્રાણીઓ તરફથી ભયરહે.

## મિત્રચિંતા.

૮૮ જેના હાથમાંઆયુરેખાતથાધનરેખાના છેડા–મોઢામળેલા હોયતોતે માણુસને મિત્ર તરફની ચિંતારહ્યા કરે અથવા મિત્રનું દુખ હોય.

## જવનું ફળ.

૮૯ જેના હાથના અંગુઠામાં જવ હોય તો તે માણુસ યુવાવસ્થામાં સારૂ સુખ ભોગવે અને સ્રીને વલ્લભ થાય.

## આયુ રેખાફળ.

૯૦ જેનાહાથમાં કનિષ્ટાઆંગુલિનીનીચેકરભથીશરૂથતી આયુ રેખાઅખંડછેદેલભેદેલવગરતર્જની આંગુલિપાસે જાયતો તેમાણુસનુઆયુ સો વર્ષનુજાણવું,આરેખામધ્યમાઆંગુલિ પાસેગઇહોયતોતેનુઆયુ એંશી વર્ષનુજાણવું,અનામિકા આંગુલિપાસે આયુ રેખા ગઇ હોય તો સાઠ વર્ષનુઆયુ જાણવું, કનિષ્ટા આંગુલિ પાસેઆયુરેખાગઇહોય તો તે માણુસનું આયુઃ વિશ કે ત્રીશ વર્ષનું જાણવું.

## આયુરેખાનાઅંગેવિશેષ.

૯૧ જેના હાથમાં આયુરેખા અખંડ તૂટેલ છેદેલ ભેદેલ ન

હોય અને તર્જની આંગુલિ સુધિ જેની જે પ્રમાણમાં ગઇ હોય તેને તે પ્રમાણે વિશ ત્રિશ ચાલીશ પચાસ સાઠ સિતેર એંશી અને નેવું વર્ષનું આયુ જાણવું, તર્જની આંગુલિ ઉલંઘી ગઇ હોયતો સોવર્ષનું આયુ જાણવું.

## ધનતથા સંતાન સુખ રેખા.

૯૨ જેના હાથમાં કરભથીશરૂ થતીધનરેખાઅખંડતથાલાંબી હોયતોતેધનઆપનાર છે, આ રેખામાંથીજેટલીપલ્લવરેખાઓ આયુરેખા તરફ ગઇ હોય તેટલીવારતેની સ્ત્રી તેનેપુત્રપુત્રીરૂપધનઆપેછે,અથવાતેટલાછોકરાઓતરફથી તેને સુખ મળેછે,આપલ્લવરેખાઓ અંગૂઠા તરફજેટલીગઇ હોય તેટલીવાર તે માણુસ ધન ઉપાર્જન કરે છે.

૯૩ આધનરેખામાં જો છેદ હોયતો તેને રાજાતરફથી દંડ થાયછે, વેધ હોય તો ચોર તરફથી ધનની હાની થાયછે.

## પિતૃધન મળે.

૯૪ જેના હાથમાંપિતૃરેખામાંથી બારીકરેખાઓ નીકળીધનરેખાનેજઇનેમળેતોતે માણુસ પિતાનાધનનોભોક્તાથાય.

## ધનહાનિ તથાધનપ્રાપ્તિ.

૯૫ જેના હાથમાં આયુરેખા કરતાં ધનરેખા નાની હોય તો તે માણુસની હયાતિમાં ધનની હાનિ થાય છે. આયુરેખા કરતા ધનરેખા મોટી હોય અને કરભથી બારીક રેખાઓનીકળી ધનરેખાને મળે તો તેને પાશ્ચમ દિશાતરફથીધનમળે,અથવા સંતાનઉપાર્જીતધનનોભોગ મળે અથવાપરધન મળે.

## મંત્રિપદ તથા પુત્ર ધનવાન થાય.

૯૬ આ ધનરેખામાં વજ્રનાઆકારની રેખા પડી હોય તોતે માણુસમંત્રિ બને છે, આયુ રેખામાંથી પલ્લવરેખાઓ નીકળીને ધનરેખાને મળે તોતેનો પુત્ર ધનવાનથાય.

## શ્વસુરકુલથીધનમળે.

૯૭ જેના ડાબા હાથની ધનરેખા જમણાહાથની ધનરેખા કરતા મોટી હોય તો તેના શ્વસુરના કુળમાં ઘણું ધન હોય, આ ધનરેખા જો આયુરેખાને મળે તો તેનેશ્વસુર કુળમાંથી ધન મળે, આ રેખાછેદાએલહોય તો નમળે.

## પુત્રી તથા બેન ભાગ્યવતી હોય.

૯૮ જેનાડાબાહાથનીઆયુ રેખામાંથીનીકળતીપલ્લવ રેખાઓ જો ધનરેખાને મળે તો પુત્રી ભાગ્યવતી થાય.

૯૯ જેના ડાબા હાથની પિતૃરેખામાંથીનીકળતીપલ્લવરેખાઓ જો ધનરેખાને મળે તો તેની બેન ભાગ્યવતી થાય.

## ધન સમૃદ્ધિ તથા આચાર્યપદરેખા.

૧૦૦ જેના હાથમાંમણિબંધથી નીકળતીઉર્ધ્વરેખામધ્યમાઆંગુલિ સુધી ગઈ હોય તોતે ધનસમૃદ્ધિઆપે છે, સાધુના હાથમાંઆરેખાપડીહોયતોનામાંકિત આચાર્યબને છે, તર્જનીઆંગૂલીનીનીચે દીક્ષારેખા સ્પષ્ટ પડીહોયતોતેગણાચાર્યથાય છે.

## ગોત્રરેખા ફળ.

૧૦૧ જેનાહાથમાંગોત્રરેખાઅખંડ–સંપૂર્ણવેધવગરનીપડીહોય તોતે માણુસતેનાકુલમાંમુખ્યસર્વનોઆધારભુત બનેછે.

## ગોત્રરેખા છેદનું ફળ.

૧૦૨ જેના હાથમાંગોત્રરેખાછેદાએલહોયતો તેપુરૂષથી તેનો વંશપુત્રનહોવાથીનાશપામેછે, આ ગોત્રરેખાનીજોડેબીજી રેખાસાથેમળેલહોયતોબીજાનોછોકરોખોળેલેવાથી વંશનીવૃદ્ધિ થાય.

## જારથીજન્મથયોજાણવો.

૧૦૩ જેના હાથમાં ગોત્રરેખા મૂલમાં છેદાએલહોય તો તે માણસ જારથી ઉત્પન્ન થએલ છે, અથવા જન્મ વખતે તેના પિતાને મરણાંત કષ્ટ આવેલ છે તેમ જાણવું.

## કુલપવિત્રહોય.

૧૦૪ જેના હાથમાં ગોત્રરેખાના મૂલમાંમછ-માછલીની રેખા પડી હોય તો તેનું કુલ ઘણું પવિત્ર હોય છે.

## પિતૃ ધનનો ભાગપાડનારથાય.

૧૦૫ જેના હાથમાં ગોત્ર રેખામાંથીનીકળતી પલ્લવરેખાઓ જેટલીઆંગુલિઓતરફ ગઈહોયતેટલા જણાઓ પિતાના ધનનાભાગપડાવનારથાયછે.

## મદદગાર રેખા.

૧૦૬ જેના હાથમાં ગોત્રરેખામાંથીનીકળતીપલ્લવ રેખાઓજેટલી અંગૂઠાતરફગઈહોયતેટલાતેને મદદગારમિત્રો ભાઇઓ કે સ્વજનો સહાયક થાય છે.

## ઉર્ધ્વરેખા કુટુંબ ફળ.

૧૦૭ જેના હાથમાં મણિબંધથી શરૂથતી ઉર્ધ્વરેખા તર્જની આંગુલિ સુધી અખંડ સ્પષ્ટ ગઈહોય તો તે માણસનો

વંશઘણો મોટો કુટુંબ કબીલાથી ભરપૂર હોય, આ ઉ-ર્ધ્વરેખા છેદાએલ હોય તો તેનો વંશ છેદાએલ હોય, ઉર્ધ્વરેખા ભેદાએલહોયતોવંશભિન્ન ભિન્ન થઇગયોહોય, આ રેખાનાની હોયતો તેનોવંશ નાનો હોય ઘણા મા-ણસો મરી ગએલા હોય તેમ જાણવું.

### ઉર્ધ્વ રેખા ફળ

૧૦૮ જેનાહાથમાંમણિબંધથી નીકળતી ઉર્ધ્વરેખા અંગઠાની સન્મુખગઈ હાય તોતેરેખા રાજ્યસુખને આપનાર છે.

### આ ઉર્ધ્વરેખા પાંચ છે.

૧૦૯ આ ઉર્ધ્વ રેખા તર્જની આંગુલિ સુધિ ગઈ હાય તો તે રાજા બને છે અથવા રાજાનો મિત્ર પ્રધાન બને છે.

૧૧૦ આ ઉર્ધ્વ રેખા મધ્યમા આંગુલિ સુધિ ગઈહાયતોતે પ્રસિદ્ધઆચાર્ય બને છે,અથવા સૈન્યનોનાયક બને છે.

૧૧૧ આ ઉર્ધ્વરેખા અનામિકા આંગુલિ સુધિ ગઇ હાયતો તે સાર્થવાહ અથવા ધનવાન પૂજનીક સ્વામિ બને છે.

૧૧૨ આ ઉર્ધ્વરેખા કનિષ્ટા આંગુલિ સુધિ ગઈ હાય તો તે પ્રતિષ્ટાવાળોયશસ્વીભાગ્યવાન પૈસાપાત્ર તથા સેંકડોરા-જાઓમાં માનપાન પામેછે.

### સ્પષ્ટ ઉર્ધ્વરેખા ફળ

૧૧૩ જેના હાથમાં એકપણ ઉર્ધ્વરેખા અખંડ સંપૂર્ણ મ-ર્યાદા સુધિ પોચેલીઅસ્ફુટીત—જરાપણ ફુટેલ નહીંતથા પલ્લવરેખા વગરની, અવિછિન્ન—વચમાં છેદ થએલ નહીં

આવીએકપણઉર્ધ્વરેખાજેનાહાથમાં હોયતો તે માણસ હજારમનુષ્યોનોપાલક થાય છે,તો પછી પાંચ ઉર્ધ્વરેખા હોય તો શું કહેવું.

## જાતિપરત્વેઉર્ધ્વરેખા ફળ

૧૧૪ આ ઉર્ધ્વરેખા બ્રાહ્મણના હાથમાં પડીહોય તોતેમાણસ વેદાદિ શાસ્ત્રમાં પ્રવિણથાય છે, ક્ષત્રિયોના હાથમાં ઉર્ધ્વરેખા પડીહોયતોરાજ્યમળેછે,વૈશ્યના હાથમાંઉર્ધ્વ રેખાપડી હોયતોવેપારીસારો બનેઅનેશુદ્રના હાથમાં ઉર્ધ્વ રેખા પડી હોયતો સુખ પૂર્વક આજીવકા સારીમેળવેછે.

## હથેલીમાં દિશાના સ્થાનો

૧૧૫ ત્રિવેણીમાંપૂર્વદિશા,કરભમાં પશ્ચિમદિશામણિબંધમાં દક્ષિણદિશા અનેમધ્યમાંઆંગુલિનીચેઉત્તર દિશા જાણવી.

## આંગુલિમાં દિશાના સ્થાનો

૧૧૬ તર્જનીઆંગુલિને પૂર્વદિશા,કનિષ્ઠાઆંગુલિનેપશ્ચિમદિશા, મધ્યમાઆંગુલિને ઉત્તરદિશા, અનેઅનામિકાઆંગુલિને દક્ષિણદિશાકલ્પવામાંઆવેછે.

## દિશા આશ્રિ ઉર્ધ્વરેખા ફળ

૧૧૭ જેના હાથની ઉર્ધ્વરેખા મણિબંધને છોડી ઉત્તરદિશા તરફ ગઇ હોયતોતેમાણસનેયશ,તથા લક્ષ્મી અપાવેછે તેમાં સંદેહ રાખવો નહીં.

## ચારઉર્ધ્વરેખા ફળ

૧૧૮ જે માણસના હાથમાં ચારે આંગુલિઓના મૂળમાં ચાર

ઉર્ધ્વરેખાઓ પડિ હોય તો તે માણસ નાના પ્રકારના ભોગ સુખને મેળવેછે આ પ્રમાણે સમુદ્ર રૂષીનું વચન છે.

इति हस्तावबसूत्रा सारेणउर्ध्वरेखा विचार:

अथ स्त्री विमर्श:-स्त्रीरेखा विचार:

११९ ॥ स्त्री रेखा वाम हस्तेस्या दायुरेखा स्वभावत:॥

॥ दक्षिणै:पल्लवै स्तस्यां सौख्यं दु:खंतु वामगै: ॥२६॥

અર્થ: પુરૂષના ડાબા હાથમાં જે આયુરેખાછે તેને સ્ત્રી રેખા માનવી, કારણ કે સ્ત્રીને અર્ધાંગના વેદમાં ગણેલ છે, નહી તો ડાબા હાથની રેખાઓ નકામી જાય. વળી દક્ષિણ હાથને દિવસ ગણ્યો છે અને ડાબા હાથને રાત્રિ ગણેલ છે, તેમજ રાત્રિમાંજ સ્ત્રીનું પ્રાધાન્યપણું ગણેલ છે આથી સ્ત્રી સંબંધી સુખ દુખ તથા સાસુ સસરાતરફથી મળતા લાભાલાભ વિગેરે બીના ડાબા હાથથી જોવાય છે.

૧૨૦ આ ડાબા હાથની આયુરેખામાં જેટલી પલ્લવ રેખાઓ દક્ષિણ બાજુમા—એટલે મણિબંધ તરફ ગઇ હોય તો તે માણસને સ્ત્રી તરફથી સારૂ સુખ મળે છે, આ પલ્લવ રેખાઓ આંગુલિઓ તરફ નીકળી હોય તો તેને સ્ત્રી તરફથી સુખ ન મળે.

## સ્ત્રીરેખા

૧૨૧ જે પુરૂષના ડાબા હાથમાં આયુરેખા અને કનિષ્ટા આંગુલિની વચમાં જેટલી રેખાઓ પડી હોય તેટલી સ્ત્રીઓ તે માણસને થાય છે.

आयुष्य, धर्म जश, दीक्षा, समाधिमृत्यु, धन, विद्या, सोकनो संतति, जेठ, दियर, नणद, भाग्योदय विगेरेने बतावनार स्त्रीनो जमणो हाथ.



**आयुष्य, धर्म, जश, दीक्षा, समाधिमृत्यु, धन, विद्या, संतति, भाइ, व्हेन, पति, सासु ससरा संबंधी सुख दुख भाग्योदय विगेरेने बतावनार स्त्रीनो डाबो हाथ.**

## સુશીલસ્ત્રીરેખા

૧૨૨ પુરૂષના ડાબા હાથમાં કનિષ્ઠા આંગુલિની નીચે જે સ્ત્રી રેખા પડી છે આ રેખા સરલ–સિદ્ધિ પડી હોય તો તેને સુશીલસ્ત્રી મળેછે, આ રેખા વિષમ–વાંકીહોય તો કુશીલ-વ્યભિચારિણી કે ક્રોધીષ્ટ સ્ત્રી મળે છે.

## સ્ત્રી રેખાનો ખુલાશો

૧૨૩ મૂલશ્લોકમાંડાબા કે જમણા હાથસંબંધીકાંઈ પણ ખુલાસોકરેલ નથી તોપણ ડાબા હાથમાં આયુરેખા તથાકનિષ્ઠાઆંગુલિની વચમાં જેટલી રેખાઓ છે તેટલી સ્ત્રીયોનોયોગ તે માણસને છે તેમ જાણવું, જો કે જમણા હાથમાં આયુરેખા અને કનિષ્ઠા આંગુલિની વચમાં જે રેખાઓ પડી છે તેને સ્ત્રી રેખા સામુદ્રિક શાસ્ત્રકાર કહે છે, આ વાત બરોબર ઘટતી નથી, આના અંગે વીવેક વિલાસકાર કહે છે કે પુરૂષના ડાબાહાથમાં કરભરેખા વડે સ્ત્રીની ગણના કરવી.

## જમણા હાથની સ્ત્રી રેખાનો ખુલાશો

૧૨૪ જમણા હાથમાં કનિષ્ઠા આંગુલિનીનીચે જે રેખાઓ છે તે, પુરૂષના જન્મ વખતેકેટલી સુયાણી બાઈઓ હાજર હતી તેને જણાવે છે આમકેટલાક આચાર્ય કહે છે, આરેખા સરલ સિદ્ધિહોયતો સારાઆચારવાળી કુલીન સ્ત્રીઓહાજર હતી, વાંકી રેખા પડીહોય તો હલકી જાતીની સ્ત્રીઓ જન્મ વખતે હાજર હતી, તેમ જાણવું.

## આના અંગે વિશેષ

૧૨૫ આ રેખા એક હોયતોતેનાજન્મવખતે તેનો પિતાપરદેશ ગયેલજાણવો, જો બે રેખા હોય તો તેનો પિતા તેના જન્મ સમયેહાજર હતો તેમજાણવું. જો ત્રણ રેખા પડિ હોય તો પિતા, મોટો ભાઇ,તથા બેન ત્રણે જણા હાજર હતા તેમ જાણવું,વળીઆ રેખા સમ–બે હોય તો રાત્રિએ જન્મ થયો જાણવો ત્રણ રેખા પડી હોય તો દિવસે જન્મ થયો જાણવો.

## પતિ તથાસ્ત્રી રેખા

૧૨૬ જે સ્ત્રીના જમણા હાથમાંઆયુરેખા તથા કનિષ્ટા આંગુલિની વચમાં જેટલી રેખાઓપડી હોય તે સ્ત્રીનેતેટલા પતિ થાય, અને પુરૂષના ડાબા હાથમાં કનિષ્ઠાઆંગુલિ નીચે જેટલી રેખાઓ પડી હોય તેટલી સ્ત્રીઓ તે પુરૂષને થાય તેમ જાણવું.

## સ્ત્રીકેવીમલેકુમારીકેવિધવા

૧૨૭ જે પુરૂષના ડાબા હાથમાં કનિષ્ઠા આંગુલિનીનીચેએક રેખા સ્પષ્ટ ચોખી અને લાંબીપડી હોય તો તે માણસને કુમારી સ્ત્રી મળે છે, આવીબેરેખાપડી હોય તો બે કુમારી સ્ત્રીમળેઅનેત્રણ રેખાપડી હોય તો ત્રણ કુમારીસ્ત્રીમળે, આ રેખા તૂટેલી હોય તો વિધવા સ્ત્રીમળેઆરેખાછેદાએલ હોય તોદુર્ભગા સ્ત્રી મળે, આ રેખા સ્નિગ્ધચિકાશદાર હોયતો સોભાગ્યવતી સ્ત્રીમળે.

## પતિ કેવો મળે

૧૨૮ જે સ્ત્રીના જમણા હાથમાં કનિષ્ટ આંગુલિની નીચેએક રેખા સ્પષ્ટ-ચોખી અને લાંબી હોયતોતે સ્ત્રી એક કુંવારા પતિને મેળવે છે, બે રેખા પડીહોયતો બે પતિને અનેત્રણ રેખા પડીહોય તો ત્રણકુંવારા પતિને મેળવેછે, આ રેખા ખંડીત તૂટીત હોય તો બીજવરને મેળવે છે.

## સ્ત્રીરેખાબાધકદીક્ષારેખા.

૧૨૯ જે માણુસ ના જમણા હાથની તર્જની આંગુલિનીનીચે દીક્ષા રેખા બલવાનહોયતોતે સ્ત્રીરેખાને બાધ કરે છે, સ્ત્રીરેખાનુંફળસ્ત્રીમળવીતે મળવાદે નહીં પણ તેને દીક્ષા અપાવે છે,બલવાન રેખાબારપ્રકારે છે, દીક્ષા રેખા ડાબા હાથમાં સ્ત્રીરેખાની ઉપર હોયછે, આમ કેટલાક કહે છે.

## બલવાન રેખાનું સ્વરૂપ.

૧૩૦ જેના હાથમાં સૂક્ષ્મ—બારિક રેખા હોય ૧ સ્નિગ્ધ—ચિકાશદાર ૨ ગંભીર—ઉંડી ૩ લંબ-લાંબી ૪ પિંગળ—પીળીપ આવ્યાવૃત—પાછી વળેલી નહીં, ૬ અછિન્ન—છેદાએલ નહીં,૭ અભિન્ન—બીજી રેખાઓથી ભેદાએલ નહીં, ૮અવિરૂધ-વિરૂધનહીં,૯સમ—સિદ્ધિસરલ૧૦અસ્થાનચ્યુત —પોતાનાસ્થાનથીપતિતનહોય૧૧પૂર્ણ—પરિપૂર્ણ હોય ૧૨

૧૩૧ આ પ્રમાણે બાર પ્રકારની રેખામાંથી કોઈ પણ રેખા જેના હાથમાં પડી હોય તો તે બલવાન ગણાયછે, દીક્ષારેખા આવી પડી હોય તો લગ્ન થવા દે નહીં, પણ ચારિત્ર અપાવેછે, સ્ત્રીરેખાનું ફળ તેના દ્વારા સેવા ભક્તિથીમળેછે.

## પતિ રેખા અને સૌભાગ્યપણું

૧૩૧ જે સ્ત્રીના જમણા હાથમાં રહેલી આયુરેખાને પતિ રેખા કહે છે આ આયુરેખા અખંડ સ્પષ્ટ ભેદાએ વિંધાએલ નહોયતો તે સ્ત્રી સૌભાગ્ય પણું અને પતિ સુખ સારૂ મેળવે છે, આ આયુરૂપપતિરેખા તૂટેલ હોય તો તે વિધવા બને છે તૂટેલ સ્થાનના અનુસાર સમયે.

## રાજ્યયોગે સ્ત્રી રેખા

૧૩૩ જે પુરૂષના હાથમાં સિંહાસન,છત્ર,ચામર વિગેરે રાજ્ય-ગાદિ આપનાર ચિન્હો પડયા હોય તો તે માણસને કનિષ્ટા આંગુલથી લઈ મણિબંધ સુધી જેટલી રેખા પડી હોય તેટલી તેને સ્ત્રીઓ જાણવી આ વાત સામાન્ય રાજાનેઅંગે જાણાવી, મોટારાજાને અંગે એકરેખાથી દશ, વિશ, ત્રિશ, પચાશ, અને સોની ગણત્રી કરવી, બે રેખાથી બસો એ પ્રમાણે જાણવું.

## બલવાન લક્ષણ

૧૩૪ જેના હાથમાં એકપણ બલવાન સારૂ લક્ષણ પડેલ હોય તો તેનાથી બીજાઓનો બાધ થાય છે, નિષ્ફળ કરે છે. ખરાબ લક્ષણ જોબળવાન હોય તો સારા ને નિષ્ફળ કરે છે, એમાં જે બળવાન હોય તેજ ફળે છે.

## સાધુસાધ્વીના અંગે

૧૩૫ જેઓ સાધુ થએલા હોય છે, અને જેને સ્ત્રીનો સંબંધ હોતો નથી એવા સાધુસાધ્વી કે સંન્યાસીઓના હાથમાં રહેલી સ્ત્રીરેખા,પતિરેખા, ધનરેખા, કે પુત્ર પુત્રી રેખાઓ,

તેઓને તે ફૂલના બદલે શ્રાવક શ્રાવીકા તરફથી ભક્તિ સત્કાર સન્માન મળે છે, અનેપુત્રપુત્રીનાબદલે શિષ્ય શિષ્યણી અને જ્ઞાનરૂપલક્ષ્મીઐશ્વર્યપણું વિગેરે ત્યાગીને લાયક વસ્તુ મળે છે.

## સાધુના અંગે વિશેષ

૧૩૬ જેના ડાબા હાથમાં રહેલી ધનરેખાથી લક્ષ્મી, ઉર્ધ્વરેખાથી રાજ્ય, વાહનરેખાથી પાલખી વિગેરે મળે છે, તેના બદલે સાધુઓનેજમણાહાથમાં રહેલી ધનરેખાથી શુધ્ધજ્ઞાન સુખસંતોષાત્મકઆત્મ જાગૃતિકારકજ્ઞાનમળે, ઉર્ધ્વરેખાથી ઐશ્વર્ય પ્રભુતાઇ મહાનપદની મળે, ગોત્ર રેખાથી શિષ્યાદિ મળે.

## સાધ્વીના અંગે વિશેષ

૧૩૭ સાધ્વીનાજમણાહાથમાંરહેલીપતિરેખાધનરેખા સાસુસ્વસુરરેખા, આ રેખાથી તે સાધ્વીનેજ્ઞાન તિર્થયાત્રાગમન, સંયમ, તપ શૌચપણું—પવિત્ર પણું મળે તથા ગુરૂ કે ગુરૂણી તરફથી સારોલાભ આદર સતકારમળેછે પણરેખા સારી હોય તો, આ પ્રણાણે એક લક્ષણથી નાના પ્રકારના ફળો મળે છે.

**इति स्त्रीरेखाविमर्शः संपूर्ण.**

**अथअपत्य रेखा विचारः**

१३८ ॥मणेः स्वभावरेखांत रेखाभिः कर भान्नृणाम् ॥
॥ अपत्य संख्या निर्देश्यं संप्रदाय मता श्रयात् ॥ १३९ ॥

**અર્થ:** જેના હાથમાં મણિબંધથી માંડીને આયુરેખા

સુધિ કરભમાં જેટલી રેખાઓ પડી હોય તે માણુસને તેટલી સંતતિ થાય, આરેખા ગણતા બેકી ચાર છ આઠ થાય તો તેને પ્રથમ પુત્રી થાય, વિષમ ત્રણ પાંચ કે સાત થાય તો તેને પ્રથમ પુત્ર થાય, ગુરૂ સંપ્રદાય આ પ્રમાણે છે.

## અન્ય અભિપ્રાય

૧૩૯ વિવેક વિલાશ વાળા આરેખાને ભાઈ બેનની રેખા કહે છે અને અંગુઠાનાની નીચે પુત્ર પુત્રીની રેખા કહે છે આ કથન ઠીક નથી, કારણ કે કરભની પાસે સ્ત્રીરેખા હોવાથી આરેખાને પુત્ર પુત્રી રેખાગણવી સારી છે અને પિતૃરેખા પાસે રહેલ રેખાને ભાઈ બેનની રેખા કહેવી વધારે સારી છે, વલી સામાન્ય લોકોનો પણ આજ અભિપ્રાય છે.

## રાજાને અંગે ફેરફાર

૧૪૦ જેના હાથમાં રાજ ચિન્હ છત્રચામર સિંહાસન વિગેરે લક્ષણથી જેરાજા થવાનો છે તેને ઉપર જણાવેલ સંતતિ રેખાઓ પણ સ્ત્રીરેખા તરીકે ગણવી અને સંતિતી અંગુઠાના મૂળમાં રાજ્યયોગવાળાને જાણવી.

## તાપસયોગેવિશેષ

૧૪૧ સ્ત્રીવગર ના યોગીઓ માટે તેમના હાથમાં રહેલી પુત્ર પુત્રી રેખાઓથી તેમને શિષ્ય શિષ્યાણીનો લાભમળે છે. શિષ્ય તથા પુત્ર એકજ ગણાય છે, સાધ્વીઓને

પતિરેખાના સ્થાને ધર્મજ્ઞાનતપ તથા ગુરૂતફરથી આ-
આશ્રય મળે છે.

## ભોજ રાજાનો અભિપ્રાય

૧૪૨ ભોજરાજા કહે છે કે વરાનને લાખોગ્રંથવડેજે પુરૂષના લક્ષણો જણાવ્યા છેતેનેજલદીથીકોણ જણાવીશકે આમ કહીને પછી જણાવે છે કે પુરૂષના ડાબાહાથમાં કનિષ્ટા આંગુલિની નીચે કરભમાં પુત્ર પુત્રી આપનારરેખાજાણવી અનેઅંગુઠાનામૂળમાંભાઈ બેનની રેખા જાણવી.

## ભાઇ બેન રેખા.

૧૪૩ જેના હાથમાં મણિ બંધથી માંડીને અંગૂઠાના મૂલ સુધી ગએલી જે રેખાઓ છે તેને ભાઈ બેનની રેખા કહે છે, આમાંજેનાની જીણી રેખા છેતેબેનની જાણવી અને મોટી સ્પષ્ટ રેખા છે, તે ભાઇની જાણવી. આમાં જેટલી રેખાઓ સ્પષ્ટ નો હોય, છેદાએલ ભેદાએ હોય તેટલા ભાઈ બેન મરી ગયા જાણવા જેટલી રેખા સ્પષ્ટ હોય તેટલા ભાઈ બેન જીવતા જાણવા.

## ભાઇ બેન રેખા મતાંતરે

૧૪૪ મણિ બંધથી માંડી આયુરેખા સુધિમાં જેટલી રેખાઓ કરભમાં સ્પષ્ટ પડી હોય તેટલા ભાઇઓ જાણવા. અપ્રગટ જેટલી રેખાઓ હોય તેટલી બેનો જાણવી. આ રેખાઓ અસ્પષ્ટ અને નાની રેખાઓ હોય તેટલા ભાઇ બેનો મરી ગયા જાણવા.

## પુત્રરેખા મતાંતરે.

૧૪૫ જેના હાથના અંગૂઠાના મૂળમાં જેટલા જવો હોય તેટલા તેને પુત્રો જાણવા.

## મતાંતરે અપત્યરેખા.

૧૪૬ મણિબંધથી લઇ અંગૂઠાનામૂલ સુધિમાંજેટલી રેખાઓ હોય તેટલા તેને અપત્ય-પુત્ર પુત્રી નપુંસક હોય આ મત હસ્તચિન્હ સૂત્રકારનો છે.

## શાસ્ત્રકાર આજમતાંતર કહે છે.

૧૪૭ અંગૂઠાના મૂળમાં જેટલી મોટી રેખાઓ હોય તેટલા તેને ભાઈઓ જાણવા, અને નાની રેખાઓ હોય તેટલી બેનો જાણવી.

૧૪૮ અંગુઠાની નીચે જેટલી મોટી રેખાઓ હોય તેટલા તેને પુત્રો જાણવા અને નાની રેખાઓ હોય તેટલી તેને પુત્રીઓ જાણવી, આ રેખામાં જેટલી છેદાએલ ભેદાએલ હોય તેટલા છોકરા છોકરીઓ મરી ગએલા જાણવા, અખંડ અવિછિન્ન રેખા હોય તેટલા જીવતા જાણવા.

## જવરેખા ફળ

૧૪૯ જેના જમણા હાથમાં અંગૂઠાના મધ્યમાં જવ હોય તો તે માણસ અનેક વસ્તુતત્વનો જાણકાર પ્રસિદ્ધિ-વાળો સ્વજનધનરૂપવિભૂતિવાળોડાબાહાથમાંજવ હોય તોતેનો જન્મ શુકલ પક્ષમાં રાત્રિએ થયો જાણવો.

૧૫૦ જેના જમણા હાથના અંગૂઠાના મધ્યમાં જવ હોય તો તેનો જન્મ કૃષ્ણપક્ષમાં દિવસે થયો જાણવો.

## જવરેખાના અંગે મતભેદ

૧૫૧ જેના જમણા હાથના અંગૂઠાના મધ્યમાંજવહોય તો તેનો જન્મ **શુકલપક્ષમાં** થયો જાણવો, ડાબા હાથના અંગૂઠાના મધ્યમાં જવ હોય તો તેનો જન્મ કૃષ્ણ પક્ષમાં થયો જાણવો. અહીં "જમણા હાથના અંગૂઠામાં જવ હોય તો શુકલ પક્ષમાં જન્મ" આમ જે કહ્યું તે અભિપ્રાય જ્ઞાની મહારાજ જાણે, કારણ કે પહેલા ॥**कृष्ण पक्षे दिवा जन्म दक्षिणांगूष्ठगेयवे** । કૃષ્ણ પક્ષમાં દિવસનો જન્મ કહેલ છે, જમણા હાથના અંગૂઠામાં જવહોયતો અથવા અહીં **शुकलपक्षे तथाजन्मदक्षिणांगूष्ठगैर्यवै** ॥ જવૈઃ આવો બહુવચનવાળો પાઠ હોવાથી. ઘણા જવહોયતો શુકલ પક્ષમાં જન્મ જાણવો, એક જવ હોય તો કૃષ્ણપક્ષમાંદિવસનો જન્મ જાણવો આથી વિરોધ નહીં આવે.

## વિશેષ જણાવે છે.

૧૫૨ જમણા હાથના અંગૂઠાના મધ્યભાગમાંજવહોયતોતેનો જન્મદિવસે થયો જાણવો, અને ડાબા હાથના અંગૂઠાના મધ્યમાં જવથીરાત્રિએજન્મથયોએમ નિશ્ચેકરી જાણવું.

## જવનું ફળ વિશેષ.

૧૫૩ જેના હાથના અંગૂઠાના મધ્યમાં જવ હોયતો તે માણસ સદા સુખી તથા ભોગી હોય, આ જવ એક હોય કે અનેક હોય તો પણ આજ ફળ છે. ભોગ સુખમાં ત-

રતમતા હોય એક જવથી એક વયમાં અને ઘણાજ-
વથી ત્રણે વયમાં ભોગ સુખ મળે છે.

इति श्रीहस्त संजीवनवाख्वायां सामुद्रिक लहर्य्यां महामहोपाध्याय श्री मेघविजयगणिकृताया मपत्याधिकारःसमाप्तः

## બત્રિશ લક્ષણ વિચાર

૧ મહાન્ ભાગ્યશાળી જીવોના હાથમાં આ બાત્રશ લ-
ક્ષણોમાંથી ઘણા ખરા લક્ષણો હોય છે.

છત્ર ૧ કમળ ૨ ધનુષ્ય ૩ રથ ૪ વજ્ર ૫ કાચબો ૬ અંકુશ ૭ વાવડી ૮ સાથીઓ તોરણ ૧૦ ચામર ૧૧ સિંહ ૧૨ વૃક્ષ ૧૩ ચક્ર ૧૪ શંખ ૧૫ હાથી ૧૬ સમુદ્ર ૧૭ કલશ ૧૮ મહેલ ૧૯ મત્સ ૨૦ જવ ૨૧ યૂપ ૨૨ સ્તુપ ૨૩ કમંડલુ ૨૪ પર્વત ૨૫ સત્ચામર ૨૬ દર્પણ ૨૭બળદ ૨૮ પતાકા ૨૯ લક્ષ્મીદેવીનોથતો અભિષેક ૩૦ પુ-ષ્પમાળા ૩૧ અને મયૂર૩૨ આ મુજબબત્રિશ લક્ષણ જાણવા.

## મતાંતરે બીજા બત્રિશ લક્ષણો

૨ કમંડલુ ૧ કલશ ૨ યૂપ–પૂજા સ્થાન ૩ વાપી ૪ ધ્વજ ૫ પતાકા ૬ સાથીઓ ૭ જવ ૮ માછલી ૯ મગર ૧૦ કાચબો ૧૧ રથ ૧૨ સ્થાળ ૧૩ અંશુક ૧૪ અષ્ટાપદ ૧૫ અંકુશ ૧૬ સુપ્રતિષ્ઠક ૧૭ મયૂર ૧૮ શ્રી દેવી ૧૯ પુષ્પમાળા ૨૦ અભિષેક ૨૧ તોરણ ૨૨ પૃથ્વી ૨૩ સમુદ્ર ૨૪ ભુવન ૨૫ આદર્શ ૨૬ પર્વત ૨૭ ગજ ૨૮ વૃષભ ૨૯ સિંહાસન ૩૦ ચામર

૩૧ સ્તૂપ–પ્રભુ પાદુકાસ્થાન આ મુજબ બત્રિશ લક્ષણો પન્નવણાજી સૂત્રની ટીકામાં કહેલ છે.

## લક્ષણોનું ફળ

૩ જેના હાથમાં મણિ બંધથી હાથના તળીયા તરફ મુખવાળો મત્સ–માછલીનું ચિન્હ પડેલ હોય તો તે માણુસ યોગ્ય સમયે હજાર સુવર્ણ મેળવે છે.

૪ જેના હાથમાંમગરમછ-જલસ્થલમાં ચાલનારનુ ચિન્હહોય તો તે માણુસદશહજાર સોનામોર યોગ્ય અવસરેમેળવેછે.

૫ જેના હાથમાં દક્ષિણાવર્ત શંખનું ચિન્હ હોય તો તે માણુસ લક્ષાધિપતિ બને છે.

૬ જેના હાથમાં દંડ સહિત છત્રનું ચિન્હ હોય તો અથવા ચામર સહીત ધ્વજાનું ચિન્હ હોય તો તે માણુસ ચક્રવર્તિ રાજા બને છે.

૭ જેના હાથના તળીયામાં ધ્વજાનું ચિન્હ હોય તો તે માણુસ વૃદ્ધાવસ્થામાં સુખી થાયછે, કરભનો ભાગમાંસ વાળો હોય તો સારોગણ્યો છે પણ પર્વો–વેઢાઓ માંસ વગર ના હોય તો તે સારા ગણ્યા છે.

૮ જેના હાથમાં કરભથી નીકળતી રેખા ધન રેખાને મળેલી હોય અને તે અંકુશના આકારવાળી હોય તો તે માણુસ ઘણા હાથીવાળો રાજા થાય.

૯ જેના હાથમાં હાથી તથા સિંહની આકૃતિ હોય તો તે માણુસ શૂરવીર રાજા બને છે.

૧૦ જેના હાથમાંવૃષભની આકૃતિ હોય તો તે માણુસ ગા-
યોનોમાલીકબનેછે તથા ખેતી કરનાર ધનવાન બનેછે.

૧૧ જેના જમણા હાથના અંગૂઠાના મધ્ય પર્વમાં સૂર્યનો
આકાર-ચિન્હ હોય તો તે માણુસ પ્રતાપી બને છે.

૧૨ જેના ડાબા હાથમા અંગૂઠાના ઉપરના ભાગમાં ચંદ્રનું
ચિન્હ હોય તો તે માણુસ સ્વભાવથી ઘણો શાંત
કોમળ સુકુમાર બને છે.

૧૩ જેના ડાબા હાથના અંગૂઠાના મૂળમાં સિંહાસનનું
ચિન્હ હોય તો તે માણુસ ગાદિપતિ-રાજા થાય છે.

૧૪ જેના ડાબા હાથમાં કરભની ઉપર ધનરેખાની નીચે
મોરનું ચિન્હ હોય તો તે માણુસને મોશાલ પક્ષથી
સારો લાભ તથા સુખ મળે છે.

૧૫ જેના જમણા હાથના અંગૂઠાના મૂળમાં જો અંકુશનું
ચિન્હ હોય તો તે માણુસ માન પાન સારૂ મેળવે છે.

૧૬ જેના હાથમાં મહેલનું ચિન્હ હોય તો તે સુખી તથા
ધનવાન થાય, માછલીનું ચિન્હ હોય તો વૃદ્ધાવસ્થામાં
સુખી થાય, તથા સમુદ્રનો વ્યાપારી થાય, સમુદ્રમાં
તેના વહાણ સ્ટીમરો ઘણા ચાલે.

૧૭ જેના જમણા હાથના અંગૂઠાના મૂળમાં નંદાવર્તનું
ચિન્હ હોય તો તે માણુસ રાજ્ય મેળવે છે, કાચબાનું
ચિન્હ હોય તો ભાગ્યવાન બને છે, અને પૂર્ણકલશનું
ચિન્હ હોય તો તેમાણુસ પોતાના મનોરથો પૂર્ણ કરેછે.

૧૮ જેના જમણા હાથમાં રથનું ચિન્હ હોય તો તે માણસ રથવાળો થાય તેના ઘેર રથગાડી ચાલે અનેતેનું બધું કુટુંબ ઉદ્યમશાળી હોય

૧૯ જેના હાથમાં તલવારનું ચિન્હ હોય તો તે માણસ કલેશ કરવાવાળો તથા સાહસ કરનાર થાય છે

૨૦ જેના હાથમાં ધનુષ્યબાણનું ચિન્હ હોય તો તે માણસ લોકોમાં પ્રિય થાય, ચામરનું ચિન્હ હોય તો તે માણસ રાજમંત્રિ થાય છે.

૨૧ જેના હાથમાં પુષ્પની માળાનું ચિન્હ હોય તો તે માણસ યશસ્વી તથા ધનવાન થાય છે, મુગટનું ચિન્હ હોય તો રાજ્યમાન મલે છે, કમલનું ચિન્હ હોય તો તે ઘણી સમૃદ્ધિવાળો થાય છે.

૨૨ જેના હાથની મુઠીમાં તલનું ચિન્હ હોય તો તેને પુ-ત્રનું સુખ મળે, સર્પનું ચિન્હ હોય હો તે ક્રોધીથાય, તથા ધનવાન પણ થાય.

૨૩ જે માણસના ડાબા હાથમાં દંડ વગર એકલા છત્રનું ચિન્હ હોયતો કદાગ્રહીતેમજપ્રતિષ્ઠાવાળોથાય, સાથી-આનુંચિન્હ હોયતોતે માણસ વૃદ્ધાઅવસ્થામાંસુખીથાય.

૨૪ જેના હાથમાં કમલનું ચિન્હ હોય તો માણસ ચતુર થાય, અને મૃદંગનુંચિન્હ હોય તોતે ક્ષમાવાન થાયછે.

૨૫ જેના હાથમાં ષટ્ કોણનું ચિન્હ હોય તો તે માણસ ધર્મી તથા ધીરવીર થાય, અને મણિબંધ રેખાનું ચિન્હ હોય તો તે માણસ તેજસ્વી થાય.

૨૬ જેના હાથમાં સરોવરનું ચિન્હ હોય તો તે માણસનું શરીર અત્યંત વાતવાળુ થાય, ધોંસરાનું ચિન્હ હોય તો તે માણસ પોતાના કુળમાં શ્રેષ્ઠ ગણાય છે.

૨૭ જેના હાથમાં ભાલાનું ચિન્હ હોય તો તે માણસ સુંદર વાળવાળો થાય છે, અને જયાં જાય ત્યાં પોતાનું કાર્ય સિદ્ધ કરીને આવે છે, બાણનું ચિન્હ હોય તો વિદ્યાવાળો થાય છે.

૨૮ જેના હાથમાં વિમાનનું ચિન્હ હોય તો તે માણસ ભૂત ભવિષ્ય અને વર્તમાન ત્રણે કાળને જાણનાર પ્રભાવી પુરૂષ થાય છે.

## ચક્ર ભ્રમર વિચાર

૨૯ જેના ડાબા તથા જમણા હાથની દશે આંગુલિઓના ઉપરના દશે પર્વોમાં દશ ચક્રો હોય તો તે માણસ ક્ષત્રિય હોય તો રાજા બને છે, બીજા ક્ષેત્રમાં ચક્રવર્તિ રાજા પણ થાય, વલી જાતી કાળની અપેક્ષાએ લક્ષણો ફળે છે, આથી વર્તમાનકાળમાં દશ ચક્રવાળો યોગીશ્વર કે આચાર્ય પણ થાય,વલી અંતસમયે ગાંડો કે દરિદ્રી પણ કદાચ થાય છે.

૩૦ જેના હાથમાં દશે આંગુલિઓમાં દશે પર્વોમાંદશ છિપના ચિન્હો હોય તો તે માણસ દુખી થાય, ડાબા હાથમાં શક્તિના ચિન્હો વધારે ખરાબ ગણેલ છે, જમણા હાથમાં મધ્યમ ગણેલ છે.

## ચક્રના અંગે બીજાનો મત

૩૧ જેના હાથમાં એક ચક્ર હોય તો તે રાજા થાય છે, બે ચક્રો હોય તો સારી વિદ્યા મેળવે છે;ત્રણ ચક્રહોય તોધન મેળવેછે પણઘણા ચક્રો હોય તો દરિદ્રી બનેછે.

## ભ્રમરી ભ્રમરાકારનું ફળ

૩૨ જેના હાથની આંગુલિ તથા અંગૂઠાના પર્વ ઉપર ભ્રમરાકાર દક્ષિણાવર્તપડેલ હોય તો તે માણુસ ધનનો ભોક્તા, પૂજ્ય ધર્મ પ્રતિવાળો તથા બુદ્ધિમાન થાય છે, આ ચક્ર, શક્તિ, ભ્રમરાદિ હાથ પગના તળીયા વિગેરેમાં પણ હોય છે એમ પન્નવણાજી સૂત્રની ટીકામાં કહેલ છે, આથી હાથની આંગુલિઓમાંજ ચક્ર શુક્તિ ભ્રમરો છે એમ ન જાણવું.

## પુત્ર સંતતિ ન થાય

૩૩ જેના હાથમાં વૃક્ષ તોરણ શકિત મઠ દેવમંદીર આ ચિન્હો પડયા હોય તો તેને સંતતિ ન થાય, પણ ધનવાન રાજ્યાધિકારી બને, અહીં જોકે બત્રિશ લક્ષણોમાં પાદપ અને તોરણને મોટાસારા લક્ષણ તરીકે ગણેલ છે, તો પણ પુત્રને આશ્રિ આ દોષ ગણાય છે, લોકોમાં પણ કહેવાય છે કે જેના ઘરના આંગણે ખજુરી કેળના વૃક્ષો ઉગ્યા હોય તો સંતાન ન થાય; આમ વાત પ્રસિદ્ધ છે.

## સુખ તથા ધન વૃદ્ધિ

૩૪ જે માણુસના જમણા હાથમાં આંગુલિ સન્મુખ મુખ-

વાળા મત્સ્ય મગર શંખ પદ્મ, આવા ચિન્હો હોય તો સુખને આપનાર છે, આ બધા ચિન્હો મણિબંધ તરફ મુખવાળા હોય તો તેને અંત સમયે ફલ આપે છે.

૩૫ આ બધા ચિન્હોમાંથી એકાદપણુસન્મુખ મુખવાળો મત્સ્ય હોય તોઘણીલક્ષ્મીઆપેછે, તોપછી વધારે હોય તોશું કહેવું? આંગુલિનાઅગ્રભાગ ઉપર શંખનોનિષેધ કરેલછે, પણ હાથના તળીયામાં તો સારો ગણેલ છે.

૩૬ ઉપર જણાવેલ મત્સ્ય મગર શંખ અને પદ્મ જેના હાથમાં સ્પષ્ટ હોય તો તે સો, હજાર, લાખ, અને ક્રોડ શોનામોરને અનુક્રમે આપે છે, આ લક્ષણો છેદેલ ભેદેલ હોય તો અલ્પ ફળને આપે છે.

## ચક્રવર્તિ લક્ષણ.

૩૭ જેના જમણા હાથમાં સિંહાસન તથા સૂર્યનું ચિન્હ હોયતથાડાબાહાથમાં નંદાવર્તચંદ્રલથાતોરણઆ મુજબનાંબધાંચિન્હોહોયતો તે સાર્વભૌમચક્રવર્તિરાજાથાયછે.

૩૮ જેના હાથના અંગૃઠાના મધ્ય પર્વમાં શ્રી વત્સનું ચિન્હ હોય તો તે સુખી થાય છે, ચક્રનું ચિન્હ હોય તો દેવાંગના જેવી સ્ત્રી મળે છે, વજ્રનું ચિન્હ હોય તો ધનવાન બનેછે, અનામિકા આંગુલિના મૂલમાં દેવ મંદિર હોય અને અંગૃઠાના મૂલમાં પ્રાસાદનું ચિન્હ હોય તો તે માણુસ ધર્મિષ્ટ બને છે.

૩૯ જેના હાથમાં પાલખી રથ ઘોડાહાથીબળદઆ ચિન્હો પડયા હોય તો તેમાણુસ શત્રુના સૈન્યમાં જય મેળવેછે.

૪૦ જેના હાથમાં છત્રિશ જાતના આયુધોમાંથી એકપણ આયુધનું ચિન્હ પડેલ હોય તો તે માણસની સાથે બીજો યુદ્ધ ન કરી શકે, તથા તે વિજયવંત રાજા થાય.

૪૧ જેના હાથમાં નાવ ઝાંઝ સ્ટીમરનું ચિન્હ હોય તો તે માણસ રૂપું સોનું અને રતનનો સ્વામી થાય છે, અને સમુદ્રની મુસાફરી કરનાર થાય છે.

૪૨ જેના હાથમાં ત્રિકોણ હળ મુશળ અને ઉખળની રેખા પડી હોય તો તે માણસ ખેતી કરનાર થાય છે.

૪૩ જેના ડાબા હાથમાં વિમાન તથા પુષ્પ માળાનું ચિન્હ હોય તો તે માણસ ગાયોનો માલીક થાય છે

૪૪ જેના જમણા હાથમાં કમંડલુ તથા પૂર્ણ કુંભ હોય અને ડાબા હાથમાં ધ્વજા તથા સાથીઓ હોય તો તે માણસ લક્ષ્મીપતિ બને છે.

૪૫ જેના હાથમાં વાવડીનું ચિન્હ હોય તો તે માણસ બધાને પ્રેમ પાત્ર થાય, સમુદ્રનું ચિન્હ હોય તો મહાન રાજા થાય, દર્પણનું ચિન્હ હોયતો મહાજ્ઞાની થાય,અનેરાજ્યાભિષેકનું ચિન્હહોય તો તે રાજા થાયછે.

૪૬ જેના હાથમાં શસ્ત્રનું ચિન્હ હોય તો તે મહા પરાક્રમી થાય, નાવનું ચિન્હ હોય તો સમુદ્રમાં મુસાફરી કરનાર થાય, પુસ્તકનું ચિન્હ હોય તો શાસ્ત્રનો જાણકાર થાય, અને દેવ મંદીરનું ચિન્હ હોય તો તે ધર્માત્મા પુરૂષ થાય.

૪૭ જેના હાથમાં સાથીઆનું ચિન્હ હોય તો તે ભાગ્ય-
વાન થાય, તાજવાનું ચિન્હ હોય તો તે વ્યાપારી
થાય, શ્રી વત્સનું ચિન્હ હોય તો તે વાંછીત લક્ષ્મી
મેળવે છે, પુષ્પની માળાનું ચિન્હ હોય તો તેના ઘર-
માં ગાયો વિગેરે પશુઓ ઘણા હોય.

૪૮ જેના હાથમાંતાજવાનો આગળનોભાગ તથાવજ્રનું ચિ-
ન્હ હોય તો તેનો વ્યાપાર સંદેહ વગર સારો ચાલે.

૪૯ જેના હાથમાં માછલીના આકારની રેખાપડી હોય તો
તે માણસ સર્વ કાર્ય સિદ્ધ કરેછે, તેમજ ધનાઢયથાય,
અને તેને ઘણા પુત્રપુત્રી તથા સ્ત્રીનું સુખ સારૂ મળે.

૫૦ જેના હાથમાં પદ્મનું સર્પનું અથવા નિધાનનું ચિન્હ
પડેલ હોય તોતેમાણસપૃથ્વીનો અધિપતિરાજા થાયછે.

૫૧ જેના હાથમાં ચક્ર ધ્વજા અને તલવારનો આકાર
હોય તો તે માણસ સર્વ વિદ્યામાં અગ્રેસરી બુદ્ધિ-
માન અને રાજાથી પૂજીત બને છે.

૫૨ જેના હાથમાંત્રિશલનું ચિન્હહોયતોતેધર્માત્માથાય,તથા
દેવગુરૂની પૂજાસેવાકરનાર અને દાન દેનાર થાય છે.

૫૩ જેના હાથમાં અંકુશ કુંડલ અને છત્રનું ચિન્હ હોય
તો તે રાજા બને છે.

૫૪ જેના હાથમાં શ્રેષ્ઠ કમળ, સાથીઓ, સિંહાસન, પુષ્પ,
મત્સ્ય, જલકુંભ; વૃષભ, ગજ, છત્ર, ચામર, પુષ્પ-
માળા, અશ્વ, વજ્ર, મગર, તોરણ,વિમાન અને ધ્વજાનું

ચિન્હ હોય તો તે માણુસ જલદી મોટો રાજા બનેછે.

૫૫ જેના હાથમાં માછલીનું ચિન્હ હોય તો અન્નપાનને મેળવે છે, પૂર્ણ કલશનું ચિન્હ હોય તો સોભાગ્યવાન બનેછે,પુષ્પમાળાનું ચિન્હહોયતોતેગાયોનોમાલીક થાય છે,અને વૃષભનું ચિન્હ હોય તો તેસેનાધિપતિથાયછે.

૫૬ જેના હાથમાં સાથીઓ હોય તો તે ધનધાન્ય આજ્ઞે-શ્વરપણું.વગેરે સુખ મેળવે છે, પૂર્ણ કુંભથી સારી સ્થિતિ મેળવે છે, અને શ્રીવત્સના ચિન્હથ ઇચ્છિત ભોગો મેળવે છે.

૫૭ જેના હાથમાં સિંહાસનનું ચિન્હ હોય તો તે રાજા થાય છે, તથા હાથી છત્ર ચામર વિગેરેનું ચિન્હ હોય તો ઘણું સુખ તે મેળવે છે.

૫૮ જેના હાથમાં મગરનું ચિન્હ હોય તો તે માણુસ હજારો રૂપીયાનો માલીક થાય છે, પદ્મનું ચિન્હ હોય તો લક્ષાધિપતિ થાય છે, શંખનું ચિન્હ હોય તો દશ ક્રોડનો અધિપાત થાય છે, અને ચક્રના ચિન્હથી નિધાનનો અધિપતિ થાય છે.

૫૯ જેના હાથમાં અવળા મુખવાળા ધ્વજ તથા શંખનું ચિન્હ હોય તોતેનેપાછળથીસુખ મળે, પણ તેચિન્હો અભ્યંતર–અંદરના મુખવાળાહોય તો નિરંતરસુખમળે.

૬૦ જેના હાથમાં સંપૂર્ણ આકૃતિવાળાં શંખ, મત્સ્ય પદ્મ,સિંહાસન,જવ, પૂર્ણકલશ હોયતો તે માણુસ ઘણી રીદ્ધિને થોડા વખતમાં મેળવે છે.

૬૧ ઉપર જણાવેલ પૈકી ગમે તે લક્ષણો જેના હાથમાં અપ્રગટ હોય છેદાએલ ભેદાએલ વિંધેલ લુક્ષ-કાંતિ-રહિત હોય તો ફળ ન મળે પણ ધનની હાની થાય.

૬૨ જેના હાથમાં એકપણ લક્ષણ સ્પષ્ટ વેધ વગર છેદા-એલ ભેદાએલ ન હોય તો તેને ચારે કોરેથી લક્ષ્મી મળે છે, તથા સંતતિ ઘણી સારી હોય અને મંગળ હંમેશા હોય.

इति लक्षण द्वात्रिं शिन्नाविचार समाप्त.

## બંધનરેખા.

૬૩ જેના હાથમાં અંગૂઠાના મધ્યમાં કયારાનું ચન્હ હોય તો તે માણુસ સુખી થાય, અને રાજપદ્ધી મળે, તથા લક્ષ્મીવાન થાય, આ કયારાની રેખામાં જેટલી બીજી રેખાઓથી આ રેખાને વેધ કર્યો હોય તેટલી-વાર તે માણુસ બંધનને પામે-જેલ ભોગવે, આ રેખા ક્ષત્રિના હાથમાં હોય તો તે રાજ્ય મેળવે અને બીજાના હાથમાં હોય તો સોભાગ્ય પામે.

## કાકપદ રેખા.

૬૪ જેના હાથમાં અંગૂઠાની નીચેકાગડાનાપગનુચિન્હ હોય તોતેમાણુસપાછળનીઅવસ્થામાંશૂળરોગથીમરણ પામેછે.

૬૫ જેના હાથના તળીયામાં સ્પષ્ટ કાકપગનું ચિન્હ હોય તો તે માણુસ જલદી ધનને ઉપાર્જન કરે છે અને પાછો જલદી ધનનો નાશ કરે છે.

## પદવી રેખા.

૬૬ જેના હાથના અંગૂઠાની નીચે અને ગોત્ર રેખાની ઉપર જેટલી તિરછી રેખા હોય તેટલી શ્રેષ્ઠી; મંત્રી, વિગેરે પદવી અપાવેછે એક રેખા હોયતો નાનીપદવી શ્રેષ્ટી વિગેરેની. બે રેખા હોય તો રાજાનો મંત્રિ બને અને ત્રણ રેખા પડી હોય તો સામ્રાજ્યનીપદવીઅને દીર્ઘ આયુષ્ય આપે છે.

૬૭ આ રેખા બ્રાહ્મણ વૈશ્ય યોગી વિગેરેના હાથમાં પડી હોય તો રૂષી પદ્વી શ્રેષ્ટીપદ્વી. આચાર્યપદ્વીસ્ત્રીનેઆશ્રિ ગૃહાધિકારપદ્વી વિગેરે મળેછે. આ રેખાને વિદ્યા આપનાર રેખા કહે છે, જો કે વિદ્યા રેખા ઘણેઠેકાણેજુદે જુદે પ્રકારે વર્ણવી છે તોપણ કરભનામૂળમાંથી નીકળીને ભંડાર રેખા તરફજતી રેખાનેમુખ્ય વિદ્યારેખાકહે છે, બીજીવિદ્યારેખાઓજુદીજુદી જાતની વિદ્યા આપેછે.

## ભાગ્ય રેખા.

૬૮ જમણા હાથની કનિષ્ટાઆંગુલિના મૂળમાંથી નીકળીને આયુ રેખા જો આ રેખા પાસે ગઇ હોય તોતેનેભાગ્ય રેખાકહેછે, આ રેખા છેદાએલ ભેદાએલ ન હોય તો સારૂ સુખ આપે છે.

## મતાંતરે ભાગ્યરેખા.

૬૯ જેના જમણા હાથના અંગઠાના મધ્યભાગમાં જવહોય તો તે ભાગ્યવાન હોય. તથા અંગઠાના મૂળમાં જવ રેખા હોય તો તે વિદ્વાન થાયછે, તથા મણિબંધથી

નીકળતી ઉર્ધ્વ રેખા હાથના તળીયામાં પડી હોય તો તે મહાન લક્ષ્મીને આપે છે.

## ભાગ્યસૂચક પર્વ રેખાઓ.

૭૦ જેના જમણા હાથની કનિષ્ટા આંગુલીના પ્રથમ પર્વમાં ત્રણ ચારરેખાઓ પડીહોય તોતે માણુસપુત્રવાળો તથા ભોગી બનેછે,વળીતેને રાજા વિગેરે પણુનમસ્કાર કરેછે.

૭૧ જેના જમણા હાથની કનિષ્ટા આંગુલીના પ્રથમ પર્વમાં એક રેખા હોય તો તે પૂજા સત્કારને પામે છે, બે રેખા પડી હોય તો બાલ્ય તથા યુવાવસ્થામાં પૂજા સત્કાર પામે છે, ત્રણ રેખા પડી હોય તો ત્રણે અવસ્થામાં પૂજાસત્કાર પામેછે. આરેખા જમણાહાથમાં ન હોય પણ ડાબા હાથની કનિષ્ટા આંગુલિના પેલા પર્વમાંરેખા પડી હોય તો પાછલી અવસ્થામાં રાજ્ય સેવાથી અથવા વ્યાપારથી ધન મેળવે છે.

## ધર્મ રેખા

૭૨ જમણા હાથની અનામિકા આંગુલિની નીચે ધર્મરેખા હોય છે, આ રેખાવાળો માણુસ ધર્મિષ્ઠ બને છે

## વાયુ પીડા રેખા

૭૩ મધ્યમાં આંગુલિની નીચે આયુરેખા પાસે વાંકી એક રેખા ગઈ હોય તો તેના પેટમાં વાયુ પીડા કરે છે.

## દીક્ષા રેખા

૭૪ જેના જમણા હાથની તર્જની આંગુલિની નીચે પ્રવ-જ્યા રેખા હોય છે આ રેખા પડી હોયતો તે દીક્ષા

અંગીકાર કરે છે, કેટલાકો કરભ તથા મણિબંધ સન્મુખ દીક્ષા રેખા કહે છે

## ધર્મ રેખાના અંગેમતાંતર.

૭૫ જેના જમણા હાથની અનામિકા આંગુલિના મૂલથી નીકળતી રેખા ત્રિવેણીમાં પ્રવેશ કરે તો તે માણસ ઘણોજ ધર્મિષ્ટ થાય છે, અને સદ્‌ગતિને પામે છે.

૭૬ જેની અનામિકા આંગુલિના પેલા પર્વમાં વાંકી રેખાઓ પડી હોય તો ઐશ્વર્યને આપે છે, ઉભી રેખા પડી હોય તો તે ધર્મિષ્ટ બને છે.

## દ્રરિદ્ર તથા અધર્મિ રેખા

૭૭ જેની મધ્મા આંગુલિના પેલા પર્વમાં વાંકી રેખા પડી હોય તો તે દરિદ્ર બને છે, અને ઉભી રેખાઓ પડી હોય તો તે અધર્મિ બને છે, હસ્તબિંબ ગ્રંથમાં ડાબા હાથમાં આ રેખા પડી હોય તા તે અધર્મિ બને છે, અને જમણા હાથમાં આ રેખા પડી હોય તો પેટમાં પીડા કરે છે, એમ કહેલ છે.

## ત્રિવેણી રેખા

૭૮ આયુ રેખા ધનરેખાઅનેપિતૃરેખાઆત્રણ રેખાઓજ્યાં થાયછે, તે સ્થાનને ત્રિવેણી કહેછે, પછી ભલે એ રેખા ભેગી થયેલ હોય તો પણ તે સ્થાનનેત્રિવેણી કહે છે.

## સમાધ મરણરેખા

૭૯ તર્જની આંગુલિની નીચે અને ત્રિવેણીના સ્થાન ઉપર એક રેખા હોય છે આ રેખાને સમાધિ મરણ રેખા

કહે છે આ રેખા દીક્ષારેખાની નીચે હોયછે. આબંને રેખાઓ જેનેપડી હોયતે માણુસચારિત્ર અંગીકાર કરી સમાધિપૂર્વક આત્મજાગૃતિ પૂર્વક તે મરણ પામે છે.

## વ્રત ધર્મ તથા ભિક્ષા રેખા

૮૦ જેના હાથમાંઅનામિકાતથામધ્યમાઆંગુલિના મધ્ય ભાગથીનીકળીને જે રેખા આયુરેખા પાસે જાય છેઆ રેખાને વ્રત રેખાકહેછે.આવી રેખા જેનેહોય તેમાણુસ વ્રત તપસ્યા સંયમ યાત્રા વિગેરે કરનાર થાય છે.

૮૧ આ વ્રત રેખા ત્રણ ચાર હોયતોતેને ધર્મ રેખા કહે છે, આ રેખા ઉપર જો વાકી ગયેલી રેખા હોય તો તેને ભીક્ષા રેખા કહે છે, આ રેખા ચોખી સ્પષ્ટ પલ્લવ વગરની લાંબી હોય તો રાજા તથા પ્રજાવડે પૂજા સત્કાર સન્માનને મેળવે છે.

## પદવી રેખા

૮૨ જેના જમણા હાથમાં કનિષ્ટા આંગુલિની નીચે ઉપર જણાવેલ ભિક્ષા રેખા પડીહોયતો તે વાચનાચાર્ય બને છે, આ રેખા અનામિકા આંગુલિનીનીચે પડી હોયતો તે ઉપાધ્યાય બને છે, આ રેખા કનિષ્ટાઆંગુલિથી નીકળીને મધ્યમા આંગુલિ સુધિ લંબાએલ હોય તો તે આચાર્ય—સૂરિ—ગણુનાથ બને છે.

## ગૃહ બંધ રેખા

૮૩ જેના હાથમાં ધન રેખાતથાપિતુરેખા ત્રિવેણીના સ્થાનમાં જઇને પરસ્પર બંને મળેલી હોય તો તેને ગૃહ

બંધાય છે—સ્ત્રી પુરૂષને પરસ્પર પ્રેમ સારો રહે છે, માતા પિતાનો સ્નેહ સારો હોયછે, તે તેમના તરફથી દ્રવ્યનો લાભ મળે છે, ધર્મનોઅનુરાગ, પિતાની ભક્તિ સારી હોયછે આ રેખા પરસ્પરમળેલનો હોયતોઆલાભ ન મળેસર્વવ્યવસ્થાનો નાશ થાયછેપરસ્પર પ્રેમન રહે.

## મૃત્યુ રેખા.

૮૪ જેના હાથમાં પૂર્વ સમુદ્રના મૂલથી–ત્રિવેણીના સ્થાનથી નીકળતી રેખા કરભના સન્મુખ જતી હોય તો તેને મૃત્યુ રેખા કહે છે. આ રેખા દીક્ષા રેખાની નીચે આવેલ છે.

## ગાંડાપણાની રેખા.

૮૫ દીક્ષા રેખાની નીચે અને ત્રિવેણીના ઉપર એક ઝીણી રેખા પડી હોય તો તે મનુષ્યને ગાંડો બનાવે છે, અથવા સંનિપાત રોગીષ્ઠ બનાવે છે.

## ભોજ પણ એમજ કહે છે

૮૬ પૂર્વસમુદ્રમાંથીનીકળીનેકરભનીસન્મુખજતી રેખાને મૃત્યુ રેખા કહે છે, આ રેખાની નીચે અને ત્રિવેણીની ઉપર રેખાને ગ્રથીલ રેખા–ગાંડાપણાની રેખા કહે છે.

## સૂતિકાસ્થાન રેખા.

૮૭ જમણા હાથની કનિષ્ઠા આંગુલિનીચેઅનેઆયુ રેખાની ઉપર જે સ્ત્રી રેખા કહેવાય છે તેને સૂતિકા રેખા કહે છે, તેના જન્મ સમયે કેટલી બાઈઓ હાજર હતી તે જણાવે છે સ્ત્રી રેખાડાબા હાથમાં ગણેલ છે.

## સ્વદેશ મરણ કે પરદેશ.

૮૮ જેના હાથમાં ગોત્રરેખાની ઉપરઅનેતર્જનીની આંગુલિની નીચે જે રેખા પડીછે તે જરા મોટી હોય તોપરદેશ મરણ થાય અને નાની હોય તો સ્વદેશમાં મૃત્યુ થાય.

## મતાંતરે પદવી રેખા.

૮૯ જેના હાથમાં અંગૂઠાની નીચે અને ગોત્ર રેખાની ઉપર વાંકી રેખા-આડી રેખાને પદવી રેખા કહે છે.

## વાહન રેખા

૯૦ પૂર્વ સમુદ્રમાંથી નીકળીને ગોત્ર રેખા તરફ જતી અંગૂઠાની નજીકમાં રહેલી રેખાને વાહન રેખા કહે છે, આથી અશ્વ વિગેરે વાહન મલે છે આ રેખા સિદ્ધિ હોય તો મેના પાલખી મળે છે.

## સ્ત્રી સુખકે સ્ત્રી સમાગમ રેખા

૯૧ જેના હાથમાં અંગૂઠાના મૂલમાંથી નીચે નીકળતી ઉર્ધ્વ રેખા ગોત્ર રેખા તરફ જતી જેટલી હોય હેટલી સ્ત્રી-યોનો તેને સમાગમ થાય-સુખ મળે, આ સાધારણ સ્વ પર સ્ત્રીયો જાણવી, આ રેખાની પાસે વાંકી પદવી રેખા આવેલ છે, આ વાત પેલા કહેલ છે કોઇ આ-ચાર્યઅંગૂઠાના મૂલપર્વમાં વાંકી રેખાને પદવીરેખાકહેછે.

## ભંડાર તથા ભોગ રેખા

૯૨ જેના હાથમાં ગોત્ર રેખા તથા ધન રેખાના મધ્યમાં જે રેખા છે તેને ભંડાર રેખા કહે છે, આયુરેખા અને

ધન રેખાના વચમાં રહેલ રેખાને ભોગ રેખા–ધન ભોગવનાર રેખા કહે છે આ રેખા ન હોય તોકૃપણ બનેછે.

## જશરેખા

૯૩ જેના હાથના અંગૂઠાના મૂલપર્વમાં લાંબી રેખા હોય તો તેને જશરેખા કહે છે, અને તેનો જશ સર્વત્ર ફેલાય છે, કોઇ આચાર્ય કનિષ્ટા આંગુલિના મૂલમાં ભાગ્યરેખાને જશરેખા કહે છે.

## ધ્વજ તથા તલ બાબત

૯૪ રાજાના હાથમાં તલ સારો નહીં, લાલ તલ હોયતો સારો એમ કેટલાક કહેછે, ધ્વજ હોયતોઘણોસારો, રાજ્યગાદી આપે છે, ક્ષત્રિઓનેધ્વજ સારો લાભઆપેછે, પણ વાણીયાના હાથમાં ધ્વજ હોયતો પરદેશમાંભ્રમણ કરવું પડે છે,પણતલ હોય તો સારો,આપ્રમાણે સારા લક્ષણો પણ દેશકાલ જાતિભેદને લઇ શુભાશુભ ફળઆપે છે, વૃદ્ધાવસ્થામાંવાણીયાનેપણધ્વજનું ચિન્હસારૂંગણેછે.

## યાત્રારેખા

૯૫ જેના હાથમાં અંગૂઠાના મૂલથી નીકળતી પિતૃરેખા રેખાનેજઇને મળે છે તેને યાત્રારેખા કહે છે.

## વિદ્યારેખા

૯૬ જેના હાથમાં કરભના મૂલથી નીકળીને ભંડારરેખાની સન્મુખ રેખા ગઈ હોય તેને વિદ્યારેખા કહે છે આ રેખાવાળો માણસ શાસ્ત્ર પઠનપાઠનમાં પ્રવિણ બનેછે આ વિદ્યારેખા ડાબા હાથમાં પડીહોય તો તે માણસ

ગણિત,સંગીત,નાટય,વિજ્ઞાનવિદ્યા,વિગેરેમાંહુશીયારથાય છે,અનામિકાઆંગુલિનામધ્યપર્વમાં જોઉભીલાંબીરેખાઓ પડી હોય તો તે માણસ લેખકકલામાં પ્રવિણથાયછે.

## બાણાદિ પ્રહારરેખા

૯૭ જેના હાથમાં વિદ્યારેખા અને મણિબંધના વચમાં બાણરેખા વાંકી પડી હોયતોતે બાણના પ્રહારનેઆપે છે, આ રેખા સિદ્ધિ હોય તો તે પેટમાં તથાગળામાં પીડા કરે છે.

## મિત્ર તથા શત્રુરેખા

૯૮ જેના જમણા હાથની અનામિકાદિ ત્રણે આંગુલિના મધ્યપર્વમાં જેટલી ઉભી રેખા પડી હોય તો તેને તેટલા મિત્ર થાય છે, આરેખાવેધેલહોય તો ઓછુંફલ આપે અને સ્પષ્ટ હોય ત સારૂં ફલ મળે.

૯૯ જેના ડાબા હાથની અનામિકાદિ ત્રણે આંગુલિઓના મધ્યપર્વમાં જેટલી ઉભી રેખા પડી હોય તેટલા તેને શત્રુઓ બને છે.

## અંગૂષ્ટ પૃષ્ઠ રેખાફલ

૧૦૦ જેના અંગૂઠાના પાછલા ભાગમાં નખની નીચે જેટલી રેખાઓ સ્પષ્ટ જણાય તેટલી વિશી તે માણસ જીવે છે, કપાલમાં રેખાઓ પ્રગટ હોય તેને અનુસરીને તથા અંગૂઠાના પાછળની રેખાને લક્ષયમાં લઈ આયુ નિર્ણય કરવો, અંગૂઠા પાછલની રેખાઓ સ્પષ્ટ હોય તો તેનો જન્મ અને મૃત્યુ બંને રાત્રિએ થાયછે, આ

સૂત્ર બલવાન છે, અંગૂઠામાં જવ હોય તો દિવસે જન્મ થાય આ સુત્ર કરતા. આ સુત્રનું તે સુત્રવાધક છે.

## તર્જની પૃષ્ઠ રેખાફલ

૧૦૧ જેનીતર્જનીઆંગુલિના પાછલના ભાગમાં નખની નીચે જેટલીરેખાઓપડી હોયતેટલીવારતેને રોગબંધ અથવા ક્લેશ થાય, આ રેખા લાંબી તથા સ્પષ્ટ હોયતો આ રોગનો ઉદય રાત્રિએ વધુ થાય.

## મધ્યમા પૃષ્ઠ રેખાફલ

૧૦૨ જેનીમધ્યમાઆંગુલિનાપાછલનાભાગમાંસ્પષ્ટરેખાઓપડી હોયતોતેને ચોરીદ્વારા ધન મળેછે,પરદારા લંપટથાયછે, રાત્રિએ ભોજન કરે છે, રાત્રિએ પરિભ્રમણ કરી જીવન પૂર્ણ કરે છે, આ જ તેને પ્રિય હોય છે.

## અનામિકા પૃષ્ઠ રેખાફલ

૧૦૩ જેની અનામિકા આંગુલિનાપૃષ્ઠ ભાગમાંસ્પષ્ટ રેખાપડી હોયતોતેમાણુસરાત્રિભોજન નથી કરતો,પરોપકારીતથા દેવગુરૂ ધર્મનો સેવનાર થાય છે. ઇંદ્રિયોનેદમનકરનાર, જીવોઉપર દયા રાખનાર, રાત્રિએ સારા સ્વપ્ના પ્રાપ્ત કરનાર હંમેશા સુખી થાયછે.

## કનિષ્ટા પૃષ્ઠ રેખાફલ

૧૦૪ જેની કનિષ્ટા આંગુલિના પાછળના ભાગમાં સ્પષ્ટ ઘણી રેખાઓપડીહોયતોતેમાણુસ ક્રૂરકર્મી, વ્યસની, નીચપા-પાત્મા બને છે, ધર્મનો દવેષી બને છે, જગતમાંજીવો

જુદીજુદીપ્રકૃતિનાહોવાથીબધાનાલક્ષણો સંપૂર્ણ બતાવવા અશક્ય હોવાથી સારાંશ માત્ર અત્રે બતાવેલ છે.

इतिविमलरेखावर्मनिनामाधिकारतृतीयः

अथ विशेषाधिकारः

## વિઢાના જવનું ફળ

૧૦૫ જેના હાથની આગુલિઓના વેઢાઓમાં રહેલા જવો વીશ હોય તો તે માણુસ ધર્મિષ્ટ ભાગ્યવાન તથા ધનવાન થાય છે, ઓગણીશ હોય તો મધ્યમ ભાગ્યવાન થાય, અઢાર જવ હોય તો જઘન્ય, સતર હોય તો અલ્પ ભાગ્યવાન થાય.

## સારા નખનું લક્ષણ તથા ફલ

૧૦૬ જેના હાથના નખો કાચબાની પીઠની માફક ઊંચા હોય, લાલ હોય, નખના નીચેનો ભાગ માંસથી ભરપૂર તથા શોભાયમાન હોય, તથા બંને આંગલિયોના નખ પાસે પાસે હોય તેમાં અંતર ન હોય તો, તેવો માણુસ રાજ્યસુખને ભોગવે છે.

## ખરાબ નખફલ

૧૦૭ જેના હાથના નખો સુપડા જેવા તથા તૂટેલા વાંકા હોય, તથા નખનો આગળનો ભાગ છીપના જેવો હોય, નખમાં પરસેવો આવતો હોય,તથા ઘણા મોટા નખ હોય તો તે અનિષ્ઠકર્તા હોય છે તે માણુસ દુખી તથા નિંદાપાત્ર થાય છે.

## નખના અંગે વિશેષ

૧૦૮ જેના હાથના નખો ગોળાકાર હોયતોતેમાણુસઘણો ધનવાન હોય, જેના નખો માંસથી ભરપૂર હોય તો તે સોભાગ્યવાન્હોય, જેનાનખોશિકાશદાર, પીઠવાળા, તથા લાલ હોય તો તે માણુસ રાજ્યગાદી ભોગવે છે.

## ચક્ર તથા નખફળ

૧૦૯ જેના હાથની પાંચે આંગળીઓના ટેરવામાં દક્ષિણાવર્ત ચક્ર હોય તો તે શુભ છે, તથા તેના ઉપરનો ભાગ લાલ, ચિકણો, ઉંચો હોય, તથા પર્વના અડધા ભાગ જેટલા નખો હોય તો તે નખો સારા ગણાય :છે.

## વિચિત્ર નખોનું ફળ

૧૧૦ જેના હાથના નખો શફેદ હોય તો તે સાધુ થાય છે. માછલીના આકાર જેવા સફેદ નખો હોય તો દરિદ્ર થાય છે, પીળા નખો હોય તો રોગી થાય, રંગબેરંગી નખો હોય તો તે માણુસ અધમ બને છે,

૧૧૧ જેના હાથ પગના નળોમાં પાછળથીધોળા બીંદુપડયો હોયતો તે સારા જાણુવા.

## તુટેલા નખોનું ફળ

૧૧૨ જેના હાથની તર્જની આંગુલિનોનખ તૂટેલ હોય તો તેનું અડધું આયુષ્ય જાણવું, મધ્યમાનોનખતૂટેલોહોય તો તીજો ભાગ ઓછો જાણવો,અનામિકાનોનખતૂટેલો હોય તો આયુષ્યનો ચોથો ભાગ ઓછોજાણવો, કનિ-

ષ્ઠાનો નખ તૂટેલહોયતોઆયુષ્યનો આઠમો ભાગ ઓછો જાણવો, અંગૂઠાનો નખ ભાંગેલો હોય તોતે માણસને ધર્મ,તીર્થ યાત્રામાંવિશેષપ્રેમહોય,અંગૂઠાનો નખકાચબા જેવો ઊંચોહોયતોતે માણસ ભાગ્યવર્જીત થાય છે.

## લક્ષણ સંબંધી ખુલાસો

૧૧૩ ઉપર કહેલા લક્ષણો સ્થાન, દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, વિગેરે ને પામીને ફલમાં ફારફેર થાય છે, સ્થાનો અંગૂષ્ટ, આંગુલિઓ, કરતલ, દિશાનો ભાગ, મૂલ, મધ્ય, અંગૂઠાનોપર્વ આ વિગેરે સ્થાનો જાણવા, બાલ યુવાન વૃદ્ધ પુરૂષ સ્ત્રી, આદિ શબ્દથી જાતિ બ્રાહ્મણ ક્ષત્રિયાદિ આ દ્રવ્યો જાણવા, કાલ, શુકલ પક્ષ કે કૃષ્ણપક્ષ, ક્ષેત્ર સ્વદેશ કે પરદેશરૂપ આ વિગેરે બિના લક્ષમાં રાખી દ્રવ્ય પ્રાપ્તિના અંગે કોઇ ઠેકાણે સારૂં લક્ષણ ખરાબ ફળ આપે,ખરાબલક્ષણ સારૂં ફલ આપે છે, આ બીના સામુદ્રિકના અભ્યાસી એ વારંવાર લક્ષ્યમાં રાખીને લક્ષણનીપરીક્ષા કરીને પછી ફળ કહેવું.

**अथ स्त्रीणां लक्षणे फलविशेषो दिग् मात्रमाह.**

## રાજપત્ની થાય તથા પુત્રનો જન્મ આપે

૧૧૪ જે સ્ત્રીના હાથમાં અંકુશ કુંડલઅને ચક્રનુંચિન્હહોયતો તેસ્ત્રી રાજપત્નીથાયછે અનેપુત્રનોજન્મ આપે છે.

૧૧૫ જે સ્ત્રીના હાથમાં મહેલ છત્ર અને તોરણનું ચિન્હ હોય તો તે સ્ત્રી દાસ કુલમાં જન્મી હોય તો પણ તે

રાજાની પત્ની થાય છે અને રાજ ભોગ મેલવે છે.

૧૧૬ જે સ્રીના હાથમાં મંદીર કુંડલ ધ્વજ ચક્ર સરોવર અને છત્રનું ચિન્હ હોય તો તે સ્રી રાજપુત્રનો જન્મ આપે છે.

૧૧૭ જે સ્રીના હાથમાં મયૂર તથા છત્રનુંચિન્હહોયતોતેસ્રી રાજાની રાણી થાયછેતથાઘણાપુત્રોનોતે જન્મ આપેછે.

૧૧૮ જે સ્રીનાહાથમાંઅથવાપગમાંપાફમાળા અંકુશ છત્રતથા જમણો સાથીયો હોયતોતે સ્રી રાજાની રાણીથાય છે.

## આવિ સ્રી પતિને મારે છે

૧૧૮ જે સ્રીના પગની કનિષ્ટાદિ આંગુલિઓ જમીન ઉપર પગ મુક્તા જમીનને ન અડે તો તેવી સ્રી, કનિષ્ટાન અડે તો એક પતિને મારે, અનામિકા ન અડે તો બે પતિને મારે, મધ્યમા ન અડે તો ત્રણ પતિને મારે, અને તર્જની જમીનને ન અડે તો ચાર પતિને મારેછે,એકનેમારીબીજાનેજાય,બીજાને મારી ત્રીજાનેજાય

## કંકાશ કરનારી થાય છે

૧૨૦ જે સ્રીના પગની આંગુલિઓ એકાદ પણ ઓછી હોય, અથવા પ્રમાણથી નાની હોય તોતે સ્રી જેનીતેની સાથે કંકાશ કલેશ કરનારી થાય છે.

## સુખ ભોગને મેળવે છે

૧૨૧ જે સ્રીની આંગુલિઓ મળેલી હોય, જેના નખો કમળકા પત્ર જેવા લાલ હોય, જેના હાથના તળીયા મૃદુ-કોમળ હોય આવી સ્રી હંમેશાં સુખ ભોગને મેળવે

છે આ પ્રમાણે સામાન્ય લક્ષણો કહીને હવે ડાબા જમણા હાથ સંબંધી વિશેષ જણાવે છે.

### પતિ રેખા તથા સાસુ શ્વસુરરેખા

૧૨૨ સ્ત્રીના જમણા હાથમાં જે આયુ રેખા છે તે પતિ રેખા જાણવી, અને આ રેખાથી પતિ સંબંધી સુખ માલુમ પડે છે, તેવી રીતે ધન રેખાથી સાસુ સંબંધી સુખ દુખ જાણવું, અને ગોત્રરેખાથી શ્વસુરનુ સુખ દુખ જાણવું.

### સ્ત્રી ધર્મ રેખા

૧૨૩ જે સ્ત્રીના ડાબા હાથમાં અનામિકા આંગુલિની નીચે ધર્મ રેખા હોય તો તે પોતે ધર્મ કરે છે, જમણા હાથમાં ધર્મ રેખા હોય તો તે પતિના આદેશથી ધર્મ કરે છે.

### ગાયો તથા દાસ દાસી મળે

૧૨૪ જે સ્ત્રીના ડાબા હાથમાં પુષ્પની માળા તથા દોરડાનું ચિન્હ હોય તો તેના ઘરે ગાયો ઘણી હોય, મણિ બંધની રેખા હોય તો દાસ દાસી ચોપગા જાનવર ઘણા હોય છે.

### ધન રેખાનું ફળ

૧૨૫ જે સ્ત્રીના ડાબા હાથમાં ધન રેખા સ્પષ્ટ સારી હોય તો પિતાનુ ધન મળે જમણા હાથની ધન રેખા સારી હોય તો પતિ તરફથી ધન મળે છે.

### ભાગ્ય રેખા

૧૨૬ જે સ્ત્રીના ડાબા હાથમાં કનિષ્ઠા આંગુલિની નીચે સ્વ-

ભાગ્ય રેખા હોયછે, જમણાહાથમાં પતિભાગ્યસમજવું.
આ ભાગ્યરેખાસારી હોયતો તેભાગ્યશાળીસ્ત્રીથાયછે.

## સંતતિ રેખા

૧૨૭ જે સ્ત્રીના ડાબા હાથમાં કરભના મૂલમાં જેટલી સ્પષ્ટ રેખાઓ હોય તેટલા પુત્ર પુત્રી તેને પોતાથી થએલા જાણવા. જમણા હાથમાં કરભના મૂલમાં જેટલી રેખાઓ હોય તેટલા પુત્ર પુત્રી શોકના જાણવા, કદાચશોકનો હોય તો પાળેલા પુત્ર પુત્રી જાણવા,વિધવાબનેલ હોય તો તેટલા માણસ સાથે પ્રીતિ ભાવ જાણવો, અથવા બેનપણીઓ તેટલી મળે.

## ગર્ભપાત તથા પેટ પીડા રેખા

૧૨૮ પુરૂષના જમણા હાથમાં મધ્યમા આંગુલિની નીચે જીણી રેખા એક હોય છે તે પેટ પીડાં ઉત્પન્ન કરે છે, આજ રેખા સ્ત્રીના ડાબા હાથમાં તેજ સ્થળે અત્યંત વાંકી તથા વેધવાળી રેખાહોયતોતે ગર્ભપાતકરે છે,આજરેખા સ્ત્રીના જમણા હાથમાં તેજસ્થળે હોયતોતેપીડાકરે છે.

## વ્યાપાર રેખા

૧૨૯ જે સ્ત્રીના ડાબા હાથમાં, સંતાન રેખાની નીચે અને મણિબંધનીઉપર ભંડારરેખાનીસન્મુખ જતી જે રેખા છે તેને વ્યાપાર રેખા કહે છે આ રેખાથી તે સ્ત્રી વ્યાપારમાં સારો લાભ તથા ચાતુર્યપણું મેળવે છે.

## વિદ્યા તથા ઝેર ભક્ષણ રેખા

૧૩૦ આજ વ્યાપાર રેખા, જે સ્ત્રીના જમણાં હાથમાં તેજ

સ્થલેપડેલ હોય તો તેનેવિદ્યા રેખા કહે છે, આથી પઠન પાઠન જ્ઞાન સારૂં મેળવે છે, ડાબા હાથમાં વ્યાપાર રેખાની નીચે જો વાંકી એક રેખા પડી હોય તો તે સ્ત્રી વિષ-ઝેર ને ખાનારી થાય છે.

## ઉપપતિ તથા પતિસુખ રેખા

૧૩૧ જે સ્ત્રીનાડાબા હાથમાં અંગૂઠાના મૂળથી નીચે જતી સ્પષ્ટ રેખાઓ જેટલી હોય તેટલા તેને ઉપપતિ મળે, અથવા સુશીલ સ્ત્રીને તેટલા પુરૂષ પ્રતે માનસિક અનુરાગ થાય, જમણા હાથમાં આ રેખા પડી હોય તો તે સ્ત્રીને પતિ તરફથી સારૂં સુખ મળે.

## જેઠ દેવર રેખા

૧૩૨ જે સ્ત્રીના જમણા હાથના અંગૂઠાની નીચે મણિબંધ તરફ જેટલી રેખાઓ સ્પષ્ટ પડી હોય તે સ્ત્રીને તેટલા જેઠ દેવર નણંદ હોય અને તેને તેના તરફથી સુખ મળે.

## સોભાગ્યપણું પામે

૧૩૩ જે સ્ત્રીના ડાબા હાયની મધ્યમા આંગુલિનો નખ ઘણો સારો અને લાલ હોય તો તે સ્ત્રી લોકને ઘણી વલ્લભ અને સોભાગ્યવતી બને છે.

## સપત્ની યોગ રેખા

૧૩૪ જે સ્ત્રીના જમણા હાગમાં રહેલી આયુ રેખાના મૂલમાં જેટલી પલ્લવ રેખાઓ આંગુલિ તરફ ગઈ હોય તેટલી શોકો તે સ્ત્રીને થાય છે, અથવા જમણા હાથની કનિષ્ટા

આંગુલિની નીચે ત્રિશૂલ આકારની રેખા પડી હોય તો સોકનો યોગ છે તેમ જાણવું.

## પતિ બહુ માન રેખા

૧૩૫ જે સ્ત્રીના હાથમાં આયુ રેખામાંથી નીકળતી પલ્લવ રેખાઓ અંગૂઠાની સન્મુખ ગઈ હોય તો તે સ્ત્રી પતિ તરફથી સારૂ સન્માન મેળવે છે પરસ્પર પ્રિતિ સારી રહે છે, આ આયુ રેખા રૂપ પતિ રેખામાં વચમાં છેદ પડયો હોય તો તેનો પતિ પરદેશ જાય છે, સ્ત્રીના જમણા હાથમાં કોઈ બલવાન લક્ષણ પડેલ હોય તો તેનો પતિ રાજા થાય છે અગર પૂત્ર રાજા થાય છે.

## સુખ ક્યારે મળે

૧૩૬ જે સ્ત્રીના ડાબા હાથમાં તર્જની તથા મધ્યમા આંગુલિની વચમાં અંતર ન હોય તો તેને વૃદ્ધાવસ્થામાં પુત્ર તરફથી સુખ મળે છે, મધ્યમા તથા અનામિકા આંગુલિની વચમાં અંતર ન હોય તો તેને યુવાવસ્થામાં પતિ તરફથી સુખ મળે છે, અનામિકા તથા કનિષ્ટા આંગુલિની વચમાં અંતર ન હોય તો તેને બાલ્યાવસ્થામાં પિતા તરફથી સુખ મલે છે, જેમ ડાબા હાથમાં કહ્યું તેમ જમણા હાથથી પણ પુત્ર પતિ તથા પિતા તરફથી સુખ સમજવું.

**इति स्त्री रेखा विचार समाप्त.**

## अथ पुरुषस्य वामहस्त लक्षण माह

## ડાબા હાથના લક્ષણ

૧૩૭ જેમ પુરૂષનો જમણો હાથ જોવાય છે તેમ ડાબો

હાથ પણ જોવાય છે જેનો જન્મ અંધારા પક્ષમાં થયો હોય તેનો ડાબો હાથ જોવો, જેનો જન્મ અંજવાળીયા પક્ષમાં થયો હોય તેનો જમણો હાથ જોવો,

### ડાબો હાથ જોવાના અંગે શંકા

૧૩૮ ડાબા હાથની આયુ રેખાથી કોનું આયુષ્ય જોવો છો ? પોતાનું કે સ્ત્રીનું ? પોતાનું કહેતા હો તો જમણા હાથથી તે જોઈ શકાય છે, સ્ત્રીનું કહેતા હો તો તે પોતાના ડાબા હાથથી પોતાનું આયુષ્ય જોઇ શકે છે, તો પછી પુરૂષનો ડાબો હાથ જોવો શું ઉપયોગી ?

### શંકાસમાધાન

૧૩૯ પુરૂષના ડાબા હાથથી સ્ત્રીસંબંધી સુખ,શ્વસુર કુલનું સુખ, કૃષ્ણપક્ષેજન્મ અથવાશુકલપક્ષે,ગૃહ,ક્ષેત્ર,શાસ્ત્રજ્ઞાન, કલાવિજ્ઞાન, ધનસ્વઉપાર્જીત, વા પિતાઉપાર્જીત, સ્ત્રી-સુખ કાયમ મળશેકેથોડો કાલ, આ માણસને કેટલી સ્ત્રીઓમલશેવિગેરે ડાબા હાથ સિવાય કેવી રીતે જ-ણાય ? આથી ડાબો હાથ ઉપયોગી છે.

૧૪૦ મૂલ શ્લોકમાં પ્રાય શબ્દ ગ્રહણ કરવાથી બધું ડાબા હાથથી જોવાનું નથી, જમણા હાથથી પણ જોવાનું છે, જેમ કે ધનરેખા જમણા હાથમાં લાંબી હોયતો પિતા સંબંધી ધન સારૂ મળે જીવનના પૂર્વ ભાગમાં.

### સ્વઉપાર્જીત ધનમળે

૧૪૧ જેનો જન્મ શુકલપક્ષમાં થયો હોય તેમજ ડાબા હાથમાં ધનરેખા લાંબી પડી હોય તો તેને પાછલી વયમાં સ્વ-

ઉપાર્જીત ધન મળે,અગર શ્વસુર તરફથી સારૂં ધન મળે, બંનેહાથમાં ધનરેખા સરખી હોય તો તુલ્ય લાભ મળે, ધનરેખાનાની હોય તો ધનનો નાશ થાય છે.

## કયો હાથ જોવો

૧૪૨ જેનો જન્મ કૃષ્ણપક્ષમાં થયો હોય તેનો મુખ્ય ડાબો હાથ જોવાનો છે, ધન-આયુ વિગેરે જમણા હાથથી જોવા,જેનો જન્મ શુકલપક્ષમાં થયો હોય તેનો જમણો હાથ જોવો, ધન વિગેરે ડાબા હાથથી જોવું, જેને પોતાનો જન્મ કયા પખવાડીયામાં થયો છે તેની ખબર નો હોય તો તેવાનો હાથ જે વખતે તે બતાવવા આવ્યો છે તે વખતે જે પખવાડીયું હોય તેમાં તેનો જન્મ થયો માની તેને અનુસારે જોવો.

## સ્ત્રી તથા સ્ત્રી પ્રકૃતિ પુરૂષના અંગે

૧૪૩ મુખ્યત્વે સ્ત્રીનો ડાબો હાથ જોવાનો છે, સ્ત્રીપ્રકૃતિવાળા પુરૂષનો પણ ડાબો હાથ જોવાનો છે, પુરૂષપ્રકૃતિવાળી સ્ત્રીનો જમણોહાથ જોવાનોછે, રાત્રિએ જેનો જન્મ થયો છે, તેનો ડાબો હાથ જોવાનો છે, દિવસે જન્મ થયો હોય તેનો જમણો હાથ જોવાનો છે, આ સામાન્ય નીયમછે, વિશેષ દ્રવ્ય-ક્ષેત્ર કાલભાવપ્રકૃતિ જાતિ વિગેરે લક્ષ્યમાં લઇ બંને હાથ જોઇનેફલકહેવું.

## બાલકનો હાથ કયારે જોવો

૧૪૪ બાર વર્ષની ઉમ્મરના બાળકના હાથમાં રેખાઓ સ્પષ્ટ હોતી નથી તેમજ નવીન ઉત્પન્ન પણ થતીનથી,

આથી બાર વર્ષસુધી તેનો હાથ જોવોનહીં પછીત્રણ વર્ષ સુધિ ડાબો હાથ જોવો પછી જમણો હાથજોવો.

## ધનરેખાના અંગે

૧૪૫ જે માણસના ડાબા હાથમાંરહેલી ધનરેખા લાંબીહોય તો સ્ત્રીપક્ષ—શ્વસુર કુલ તરફથી અથવા કોઈપણ સ્ત્રીની મદદથી તેને ધન મળે છે.

૧૪૬ ધનરેખા સારી હોય પણ સ્ત્રીરેખામાં છેદનભેદનરૂપ દોષ હોય તો, અથવા દરિદ્રયોગ, ભિક્ષાયોગ થયો હોય તો માતૃપક્ષમાંથી—મામાપાસેથી ધન મળે છે, અથવા તારૂણ્ય અવસ્થામાં પોતે ધન ઉપાર્જનકરેછે.

## સ્ત્રીસાથેપ્રિતિતથાસ્ત્રીપ્રધાનપણું

૧૪૭ જે માણસના ડાબા હાથમાં આયુરેખાઘણી ચોખી—સ્પષ્ટ પલ્લવ વગરની, છેદ વગરની પડી હોયતો તેને સ્ત્રીની સાથે પ્રિતિ સારી રહે છે, અને પોતાનાઘરમાં સ્ત્રીનું પ્રાધાન્યપણું રહે છે.

## સાસુ સસરાનીરેખા

૧૪૮ ડાબા હાથમાં જેમાતૃરેખા પડીછે તેને શ્વશ્રૂરેખા સાસુરેખા કહે છે, અને પિતૃ રેખાને સ્વસુરરેખા કહેછે, અંગૂઠાના મૂલથી મણિબંધ સુધિમાં જે રેખાઓ પડી છે તેને શાળા—સ્ત્રીના ભાઈબેનરેખા જાણવી.

## સ્ત્રીયોગ અભાવે

૧૪૯ જેનાહાથમાં દરિદ્રયોગ, ભિક્ષાયોગ અથવા તપયોગહોય, સ્ત્રીરેખાનો વેધ થયે છતે સ્ત્રી નમળે, તો પછી શાળા

શાળીઓ ક્યાંથી લાવવી, આવા સ્થલે માતૃરેખા બરાબર સારી હોય તો શાળાની જગ્યાએ મામા માસીઓ જાણવી.

## પિતૃમાતૃરેખા છેદે સતિ

૧૫૦ જેના હાથમાં પિતૃરેખાનો મણિબંધ તરફનો શરૂ થતો ભાગ છેદેલ હોય, તેમ જ માતૃરેખા ઘણીજ નાનીપડી હોય, વલી ગૃહબંધરેખા--માતૃપિતૃરેખાના મોઢાઓપરસ્પરમળેલા નહોય તો ભાઇબેનની રેખાનાસ્થાનેપિતૃવ્યા–કાકાના છોકરાછોકરી કહેવા, આ વિગેરે બીનાલક્ષ્યમાં રાખીને અંગૂઠા પાસેની રેખાનું ફલ કહેવું.

## ધનતથારાજયોગેકરભરેખાનાઅંગેવિશેષ

૧૫૧ જે માણસના હાથમાં ધનયોગ અથવા રાજયોગ હોય તો તેના ડાબા હાથની કરભરેખાથી વાણીયાના અંગે પુત્રો અથવા સેવકો તેટલા કહેવા, પૈસાપાત્રને ત્યાં નોકરચાકર વિગેરે હોય તે આયુરેખાની નીચે રહેલ કરભરેખા ઉપરથી કહેવા.

## મહા રાજયોગ હોયતો

૧૫૨ જેના હાથમાં અગાઉ જણાવેલ છત્રચામરસિંહાસનાદિ ચિન્હ ઉપરથી તે મોટો રાજા થાય છે, તેનેતેનાડાબા હાથની આયુરેખા નીચે કરભના મૂલમાં રહેલરેખાથી તેટલી સ્રીયોજાણવી.આવાતપહેલા આવી ગઈ છે.

## સામાન્યયોગે

૧૫૩ શુકલપક્ષમાં સામાન્ય માણસનો હાથ જોયા પછીતેને

સંતાનનીગણનાડાબા હાથની કરભરેખાથી કરવી,જેની સાથે ભાગમાં વેપાર કરવો છે તે રેખા કનિષ્ટા આં-ગુલિ તથા આયુરેખાની વચમાંજાણવી, આ રેખાહોય તો પરસ્પર વેપારમાં સારોલાભ તથાસ્નેહરહે.

## ધર્માદિ રેખાઓ

૧૫૪ જેના હાથમાં ધર્મરેખા, દીક્ષારેખા, જશરેખા, તથા રાજ્યરેખા પડીહોય તો તેનુંફળ અનુકુલ સુખસામગ્રી ભોગાદિ મળે છે, તેમાં સ્ત્રીમુખ્યસુખનું સાધન હોવાથી તેનો સહચરભાવ સાથે રહેવાપણું હોયછે, મરણમાંપણ તેનોસહચર ભાવ હોય છે.

## પતિપત્નિ બેમાંથીપ્રથમ કોણ મરે

૧૫૫ પુરૂષનાજમણાહાથની તર્જની આંગુલિનીનીચે મૃત્યુરેખા જો નાની હોય સ્ત્રીમૃત્યુરેખાકરતા તોપહેલાપુરૂષમરેછે, ડાબાહાથમાં તર્જની આંગુલિની નીચે મૃત્યુરેખાસ્ત્રીની હોયછે આ નાનીહોય પુરૂષમૃત્યુરેખાકરતા તો પહેલી સ્ત્રી મરે છે માતાપિતાને આશ્રીઆ વાતપહેલાકહેલછે.

## વિજ્ઞાનરેખા

૧૫૬ જેના ડાબા હાથના કરભમાં મણિબંધ ઉપરવિદ્યારેખા ભંડારરેખા તરફજતી પડીહોયતોતે માણસવિજ્ઞાનવાળો થાયછે અથવાસંગીત નાટય કલાદિમાં પ્રવિણ થાય છે.

## ઉર્ધ્વ રેખાફળ

૧૫૭ જેના ડાબા હાથમાં ઉર્ધ્વરેખા એક અગર વધારેપડી હોય તો તેનું ફળ પાણિ ગ્રહણ કર્યા પછી મળે છે અથવા સ્ત્રીની સહાયતાથી મળેછે.

## રાશીસ્થાપના

૧૫૮ જેમ પુરૂષના જમણા હાથમાં રાશી ગ્રહસ્થાપનવિગેરે પહેલા કરેલ છે તેપ્રમાણે પુરૂષના ડાબા હાથમાં પણ બારરાશી પંદરતિથી ગ્રહસ્થાપન નક્ષત્રઅક્ષર વિગેરે વ્યવસ્થા કરવી, આનાથી શુભાશુભ લક્ષણો સ્રીઓના જાણવા પુરૂષની અર્ધાંગના હોવાથી.

## સાધુના અંગે

૧૫૯ દીક્ષા ગ્રહણ કરનાર માણુસને ડાબા હાથના શુભાશુભ લક્ષણથી ભક્તિકારક શ્રાવકશ્રાવીકાદ્વારા ફલ મળે છે —અનુકુલત મેળવી આપે છે

## વ્રતથી પડે છે

૧૬૦ ચારિત્ર અંગીકાર કરનાર માણુસના જમણા હાથમાં જે રેખાદિ ભોગ લક્ષણ પડેલ છે તેના કરતાં ડાબા હાથમાં બલવાન ભોગ લક્ષણો પડયા હોય તો તેની પ્રભુતાઈ-મોટાઈ વૃદ્ધિ પામે છે અનેક જણાઓ આદર સત્કાર વિગેરે ખુબ કરે છે આ ભોગની સામગ્રી મળતા આખરે યોગથી-વ્રતથી પતિત થાય છે, ભોગની સામગ્રીમાં લલચાઈ જતા પતન થાય છે.

## ડાબો હાથ વધારે સારો

૧૬૧ પુરૂષના જમણા હાથમાં પડેલ રેખાઓનો વેધ, છેદ, અને ભેદ થવાથી તેમજ વિરોધિલક્ષણોથીબાધિત થવાથી રેખાઓ દુષ્ટ થાય છે આથી જમણા હાથના લક્ષણોના ફળમાં વિસંવાદ-ફારફેર થઈ જાય છે પણ ડાબા હાથમાં

પ્રાયે કરી તેમથતું નથી આથી જમણા હાથ કરતા ડાબો હાથ સારો ગણાય છે

## પતિને મારે

૧૬૨ જે પુરૂષના ડાબા હાથમાં કૃપાણિકા–છરી અથવા કોઈ બીજી જાતના શસ્ત્રનું ચિન્હ પડેલ હોય તો તેને દુષ્ટ અને નિષ્ઠુર સ્ત્રી મળેછે અને તે સ્ત્રી ક્રોધથી પોતાના પતિને મારે છે.

## કુશિલ સ્ત્રી મળે

૧૬૩ જે પુરૂષના ડાબા હાથમા ધ્વજનું ચિન્હ પડેલ હોય તો તેને ચંચલ સ્વભાવવાળી તથા કુશીલ સ્ત્રી મળે છે, તુલાનો આકાર પડેલ હોય તો વ્યાપારમાં ચતુરથાયછે.

## શાંત સ્વભાવવાળી સ્ત્રી મળે

૧૬૪ જેના ડાબા હાથમાં ચંદ્રમાનો આકાર પડયો હોય તો તેને શાંત સ્વભાવવાળી તથા ક્ષમાગુણવાળી સ્ત્રી મળે છે અને પુષ્પની માળાનો આકાર ડાબા હાથમાં પડયો હોય તો ઘણા પુત્રવાળી સ્ત્રી મળે છે.

## ગ્રંથ ઉપસંહાર

૧૬૫ આ પ્રમાણે ઘણા શાસ્ત્રકારોને સંમત અને તેઓએ પણ નિશ્ચિત કરેલ એવું ડાબા હાથના વિષે રેખાનું ફળ અહીં કહેલછે, આ પ્રમાણે બુદ્ધિવાન માણસોએ લક્ષણ શાસ્ત્રનું વારંવાર મનન નિદિધ્યાસન કરવું. જેમ આત્મ સંબંધી ધ્યાન કરવાથી આત્મીકલક્ષ્મીનીઉન્નતિથાયછે–આત્મા-

નો ઉદય થાય છે, મેઘના વિજયથી—સારો વર્ષાદ પ-રવાથી જેમ બ્રાહ્ય લક્ષ્મી અનાજ પાક વિગેરેનો ઉદય સારો થાય છે, તેમ વારંવાર ડાબા અને જમણા હાથની રેખા રૂપ જલનાસિંચનથી-વારંવાર લક્ષણ શાસ્ત્રના અભ્યાસથી આત્માની ઉન્નતિ પ્રાપ્ત કરી શકાય છે આ શ્લોકમાં મેઘવિજય શબ્દ, કર્તાના નામનો પણ સૂચકછે

## ગરોલી પતન વિચાર.

૧ ધનવાનને માથા ઉપર ગરોલા પડે તો લક્ષ્મીનો નાશ પામે તથા દુખ પામે.

૨ કષ્ટ પામેલ એવા શ્રીમંતને માથે ગરોલી પડે તો કષ્ટ નાશ પામે અને ધનનો લાભ પામે.

૩ માણસના લલાટ ઉપર ગરોલી પડે તો લાભ થાય.

૪ ભમર ઉપર ગરોલી પડે તો રાજ્ય માન પામે.

૫ નાસિકા ઉપર પડે તો વ્યાધિ થાય, કપાલ ઉપર પડે તો રાજાથી લાભ મલે.

૬ ચક્ષુ ઉપર ગરોલી પડે તો બંધન થાય.

૭ ગળા ઉપર પડે તો રાજાનો ભય થાય.

૮ ઉપરના હોઠ ઉપર પડે તો ધનનો નાશ કરે.

૯ નીચેના હોઠ ઉપર પડે તો ભોજન સારૂ મળે.

૧૦ સ્ત્રીના સ્તન ઉપર પડે તો સોકની ચીંતા ઉપજાવે.

૧૧ જમણા કાન ઉપર પડે તો પરદેશની વાર્તા સંભળાવે ચીંતા ઉપજાવે.

૧૨ ડાબા કાન ઉપર પડે તો લાભ થાય.

૧૩ જમણા હાથ ઉપર પડે તો આરોગ્યતા બતાવે.
૧૪ જમણા ખંભા ઉપર પડે તો જશ લાભ હોય.
૧૫ બાંહુ ઉપર પડે તો લાભ સુખ વાર્તા કહે, કુણીથી હેઠે પડે તો રાજ મુદ્રા પામે લાભ થાય કાંડે પડે તો વ્યાધિ ઉપજાવે ડાબા હાથ ઉપર પડે તો મધ્યમ.
૧૬ જમણા હાથની હથેલીમાં પડે તો બળવાન બને.
૧૭ ડાબી હથેલીમાં પડે તો લાભ થાય, નખ ઉપર પડે તો ધન પામે.
૧૮ કોટી ઉપર પડે તોકષ્ટ થાય.ગળાઉપરપડે તોવસ્ત્ર લાભ.
૧૯ હૃદય ઉપર પડે તો સારૂ થાય.
૨૦ પેટ ઉપર પડે તો પુત્ર લાભ, ઉદર ઉપર પડે તો ભોજન લાભ.
૨૧ કેડ ઉપર પડે તો ધન વસ્ત્ર પામે.
૨૨ વાંસા ઉપર પડે તો ધન નાશ પામે.
૨૩ ખોળા ઉપર પડે તો સંપતિ મળે તથા પુત્ર લાભ.
૨૪ જમણી જંઘા ઉપર પડેતો ધનહાણી થાય, ડાબીજંઘા ઉપર પડે તો ગામાંતર કરાવે.
૨૫ ઘુંટી ઉપર પડે તો સંતાન થાય, પગ ઉપર પડે તો રાજ માન મળે.
૨૬ ચોટલીની અણી ઉપર પડે તો મરણ થાય.
૨૭ પુંઠે પડે તો ભાઇ મૃત્યુની વાત જણાવે.
૨૮ પાછળ પડીને આગળ ઉતરે તો ચીંતા રોગને કહે છે.
૨૯ ડાબા અંગે થઈ અંગુલિ ઉપર પડે તો સ્ત્રી વલ્લભ થાય.

૩૦ જમણા અંગે પડે તો મિત્ર લાભ થાય નીચે પડે તો અશુભ કહે.

૩૧ ગુહ્ય ભાગ ઉપર પડે તો સ્ત્રી સમાગમ મળે છે.

૩૨ હથેલી ઉપર પડે તો ધન લાભ મળે.

૩૩ પીંડી ઉપર પડે તો શુભ ગામાંતર કહે.

૩૪ ડાબી જંઘા ઉપર પડે તો કન્યાનો લાભ જણાવે છે.

૩૫ નીદ્રા માંહી પડે અને બીજો દેખીને કહે તો છ માસ મધ્યે મરણ થાય.

૩૬ જાગતા પડે તો કલેશ થાય.

૩૭ નાભિ ઉપર પડે તો પુત્ર લાભ થાય.

૩૮ પગની આંગુલિ ઉપર પડે તો સંતાપ થાય.

૩૯ નીલાડ–કપાળ હેઠે પડે તો રાજ્ય માનમળે. હોઠઉપર પડે તો ધન લાભ, હોઠ હેઠે પડે તો તકરાર થાય.

૪૦ જમણા ખંધા ઉપર પડે તો નીરોગીબને, ડાબા ખંધા ઉપર પડે તો સ્ત્રીને રોગથાય, ઢીંચણ ઉપર પડે તો વીવાહ મળે, પગ ઉપર ચઢે તો ગામાંતરે જવું પડે, પાની ઉપર પડે તો શુભ વાત જણાવે.

૪૧ પગના નખ ઉપર પડે તો ધન લાભ કહે.

૪૨ પગ ઉપર થઇ માથે ચડિ બેસેતો ધનનો નાશ થાય.

૪૩ સર્વ શરીર ઉપર પડે તો સ્નાન કરી ભગવાનને પુજી દીવો કરીએ એટલે સર્વ વિઘ્ન ટળે.

૪૪ સ્તન ઉપર પડે તો શોક–ચીંતા ઉપજાવે.

૪૫ જાગતા પડે તો ખુશાલી ઉપજાવે.

૪૬ નીંદ્રા માંહે પડે તો સારી નહી ઇંદ્રી ઉપર પડે તો મરણ થાય.

૪૭ સ્ત્રીની કુખ ઉપર પડે તો પુત્ર તથા પુત્રી લાભ મળે.

૪૮ કુણી ઉપર પડે તો લાભ મળે. પગના તળીયા ઉપર પડે તો ગામાંતર જણાવે.

૪૯ સ્રીની પીંડીએ-ઘુંટીએ પડે તો મહા લાભદાઇ.

૫૦ ખાલી ભાણામાં પડે તો ધનનો નાશ થાય.

૫૧ ભર્યા ભાણામાં—અન્નવાળા ભાણામાં પડે તો મહા ધનવંત હોય તે અનાજ જમવું.

૫૨ પુરૂષના જમણા અંગ ઉપર પડે તો તે સારી, સ્રીના ડાબા અંગ ઉપર પડે તો તે સારી જાણવી.

## અથ તિથિ ફલ

એકમના દિવસે ગરોલી પડે તો રોગ થાય, બીજે તથા ત્રીજે પડે તો રાજાનું સન્માન પામે, ચોથે પાંચમે પડે તો કલેશ પામે, છઠે સાતમે પડે તો ધનનો લાભ મળે, આઠમ નોમ અને દશમે પડે તો નવી પ્રીતિ થાય, અગીયારસ બારસે પડે તો હર્ષ થાય તથા ધન પ્રાપ્તિ થાય, તેરસ તથા ચઉદશે પડે તો ધન હાણી થાય, પુર્ણિમા તથા અમાવાસ્યા તિથિએ પડે તો ધન હાણી કરે.

## વાર ફલ

સોમવાર તથા શુક્રવારે ગરોળી શરીર ઉપર પડે તો સારી, બુધ તથા ગુરૂવારે પડે તો મહા લાભ આપે, રવી શની તથા મંગળવારે પડે તો કષ્ટ પમાડે.

## નક્ષત્ર આશ્રિ ફલ

અશ્વની નક્ષત્રે ગરોળી પડે તો ક્ષેમ આરોગ્ય પામે, ભરણીએ પડે તો રોગ ઉપજાવે, કૃતિકાએ પડે તો ધન હાણી કરે, રોહીણી મૃગશીર આદ્રાએ પડે તો મરણ ઉપજાવે, પુનર્વસુએ પડે તો સુખવાત સંભલાવે, પુષ્યનક્ષત્રે પડે તો દ્રવ્ય લાભ પામે, અશ્લેષાએ પડે તો મરણ પામે, મઘાએ પડે તો લાભ થાય, પુર્વાફાલ્ગુનીએ પડે તો મરણ પમાડે, ઉતરા ફાલ્ગુની,

હસ્તા ચિત્રા અને સ્વાતિ નક્ષત્રે પડે તો ધનનો લાભ પામે, વિશાખાએ પડે તો ધનનો નાશ કરે, અનુરાધાએ પડે તો રાજ્ય સન્માન લાભ પામે, જેષ્ઠાએ પડે તો કષ્ટ ઉપજાવે, મૂલાએ પડે તો હર્ષ વધારે, પૂવાષાઢાએ પડે તો સારૂ થાય, ઉતરાષાઢાએ પડે તો મરણ ઉપજાવે, અભિજીતે પડે તો ધનસંપદા મળે. શ્રવણે પુત્ર લાભ, ધનીષ્ટાએ રાજ્યપ્રાપ્તિ સન્માનહર્ષ થાય, શતભિષાએ પડેતોરીષ્ટ-ખરાબ થાય, પૂર્વાભદ્રપદ ઉતરાભદ્રપદ અને રેવતીએ પડે તો કાંઇક હાણી થાય.

## લગ્ન આશ્રી ફલ.

મેષ લગ્ને પડે તો સુખ પામે, વૃષભ લગ્ને પડે તો હાણી થાય, મિથુન લગ્ને પડે તો રોગ કરે. કર્કમાં પડે તો કલહ કરાવે, સિંહ લગ્ને પડે તો પુત્રનો લાભ થાય, કન્યા લગ્ને પડે તો ધન હાણી કરે, તુલા લગ્ને પડે તો ધન લાભ મળે, વૃશ્ચીક લગ્ને પડે તો ધન લાભ કરે, ધનલગ્ને પડે તો બુદ્ધિ વધારે, મકર લગ્ને પડે તો વસ્ત્ર લાભ મળે, કુંભ લગ્ને પડે તો ચિંતા ઉપજાવે શોકમાં પડે, મીન લગ્ને પડે તો ફીકર કરાવે.

## પ્રહર આશ્રી ફલ.

પહેલા પહોરમાં ગરોલી મસ્તક ઉપર પડે તો સુખનો નાશ કરે દુખ ઉપજાવે, મુખ ઉપર પડે તો મીષ્ટાન્ન ભોજન મળે, પગ ઉપર પડે તો મરણ ઉપજાવે, બીજા પહોરે જમણા અંગ ઉપર પડે તો સુખ સંપદા આપે, ડાબા અંગે પડે તો વ્યાધિ ઉપજાવે વસ્ત્ર લાભ હોય, ત્રાજે પહોરે ગરોલી વાંસા ઉપર પડે તો રોગ કરે, જમણા હાથ ઉપર પડે તો વ્યાધિ ઉપજાવે, પગ ઉપર પડે તો રાજા કરે, ચોથા પહોરે ગરોલી મસ્તક ઉપર પડે તો સ્વામિનું મૃત્યુ કરાવે, કપાલ ઉપર પડે તો સુખ વધારે, જંઘા ઉપર

પડે તો કલેશ પમાડે, આંખ ઉપર પડે તો ભય દેખાડે, ઘોળીપલ્લી–ગરોલી સારી કહીછે.

## इति श्री पल्लीविचार गर्गमुनिकृत संपूर्णः

## અથ કાગ સ્પર્શ વિચાર

૧ પુરૂષના મસ્તકને કાગડો સ્પર્શ કરે તો દ્રવ્યની હાણી થાય અને પુત્રનું મરણ થાય.

૨ પુરૂષની કેડ અથવા સ્કંધદેશને સ્પર્શ કરે તો મોટો ભય ઉત્પન્ન થાય. તેનો દોષ નીવારણ કરવા તલ, અડદ અને કાલા વસ્ત્રનું દાન આપવું.

૩ પુરૂષના જમણા અંગને કાગડો સ્પર્શ કરે તો સારો અને સ્ત્રીના ડાબા અંગને સ્પર્શ કરે તો સારો.

૪ સ્ત્રીના મસ્તકને કાગડો જો પગનો સ્પર્શ કરે તો તે વિધવા બનેછે અને પુત્રનો નાશ થાય છે, મૃત્યુથાય છે.

## ઘુવડ વિચાર

૧ રાત્રિના વખતે ઘર ઉપર ઘુવડ ઘુઘુ શબ્દ કરે અને ઘરમાં પડે તો ઘરનો માલીક છ માસમાં મરે છે.

૨ ઘરના ઉપર ઘુવડ રાત્રિએ શબ્દ કરે તો દુખને માટે થાય છે, પુત્રનો નાશ કરે છે, ઘરનો પણ નાશ કરે છે સાત રાત્રિમાં

૩ ઘરના દ્વાર ઉપર શબ્દ કરે ઘુવડ તો ચોરો દ્રવ્યને હરણ કરે છે આ દોષ નિવારણ કરવાને તે સ્થળે રાત્રિએ અડદ સાથે બલિ દેવું

૪ ઘરના ઉપર ઘરના દ્વાર ઉપર ઘુવડ શબ્દ કરે તો તે ઘરના સ્વામીને દુઃખ થાય તેમાં સંશય ન રાખવો.

## કાગ શબ્દ વિચાર

૧ પ્રથમકાઉં કાંઉશબ્દ કાગડો બોલેતો સારીવાર્તા સાંભળે.

૨ કુવ કુવ શબ્દ બોલે તો મધ્યમ સારો.

૩ કરકુર શબ્દ બોલે તો કષ્ટ દેખાડે.

૪ કફ્ શબ્દ બોલે તો ઇચ્છા ભોજન મળે.

૫ કટી કટી શબ્દ બોલે તો યુદ્ધ કરાવે.

૬ કલ લૂ શબ્દ બોલે તો મેમાન આવે.

૭ ક્રાં ક્રાં શબ્દ બોલે તો બંધન આપે.

૮ કોકં શબ્દ બોલે તો હાણી કરાવે.

૯ કલી કલી શબ્દ બોલે તો ઘાત કરાવે.

૧૦ ટ ટ શબ્દ બોલે તો મરણ દેખાડે.

૧૧ ગોશ્ર શબ્દ બોલે તો પ્રીય નાશ કરે.

૧૨ ડાકલી મારે તો મહા ભય કરે.

इति श्री घुवडविचार समाप्तः

## કાક શુકન વિચાર

૧ ગામજાતાં કાગડો સામો બોલે તો ગામ જવું સારૂ નહીં

૨ જોડલે—બે કાગડા સાથે બોલે, ઘરે બેઠા આપણી સામો બોલે તો મનની ઇચ્છા સંપૂર્ણ થાય.

૩ ગામાંત્રે જતાંજોડલે—બે કાગડા સાથે બોલે તોબંધનઆપે.

૪ ગામ જાતા કાગડો જમીન ખણે અથવા જીભ ચાટે તો લાભ ઘણો આપે કાળચોઘડીએ સુકા લાકડા ઉપર કાગડો બેસી બોલે તો વઢવાડ કરાવે.

૫ સુકા લાકડા ઉપર બેસી સારૂ ભોજન કાગડો કરે તો ખેતિ ઘણી પાકે તથા વેરીનું મરણ સંભળાવે.

૬ પાણીના ઘડા ઉપર તથા ઘોડા ઉપર બેસી કાગડો બોલે તો સારૂ ભોજન કરાવે, સારી વાત સંભળાવે, સગા વહાલા મળે.

૭ લુગડાનો કટકો લઇ કાગડો ઘર ઉપર ચઢે તો લાભ આપે, ચામડાનો કટકો લઇ ઘર ઉપર બેસે તો સ્ત્રી, ધન, પૃથ્વીનો લાભ મળે.

૮ રવીવાર મંગળવાર શનીવાર આ વારે સુરજ ઉગતી વખતે ઘરઉપર ડાગડો બોલેતો છમાસ માંહે પાટભંગ –રાજભંગ થાય પૃથ્વીકંપેતો દુકાળપડે લોક દુખીથાય.

इति श्री कागवाणी विचार समाप्तः

इति श्री हस्त संजीवन व्याख्यायां सामुद्रिक लहर्य्यां श्री महामहोपाध्याय श्री मेघविजयगणि कृतायां विशेष रेखाधिकारश्चतुर्थ समाप्तः तत्समाप्तौचश्रीतपगच्छीय गच्छाधिपतिश्रीमन्मुक्तिविजयगणिनांशिष्यश्रीश्रीमद्आचार्य महाराज बालब्रह्मचारीपरमशांतमूर्ति श्री विजयकमलसूरीश्वराणां पूज्यपादानामंतेवासिशिष्यरत्नयोगनिष्ठ शांतमूर्ति श्रीमद् आचार्य महाराज श्री विजयकेसर सूरीश्वरस्य लघुभ्रात्रा महोपाध्याय श्री देवविजयगणिना श्री हस्तसंजीवनाख्य स्य भूतभाविसूचक ग्रंथस्य मूलतथा टीयायाः संक्षेपेण गुर्जरभाषया कृतोऽनुवाद् विक्रमीय शताब्दी १९८६ वर्षे अषाड मासेशुकलपक्षे दशमितिथौ शनिवासरे देहगामनगरे समाप्तिमगमत् समाप्तोऽयं ग्रंथः श्रीमद् गुरुवर्य श्री विजयकमल सूरीश्वरप्रसादात्

॥ ॐ शांतिः ॐ शांतिः ॐ शांतिः ॥

